કમલ પ્રકાશન ટ્રસ્ટ અંગેની તમામ સાહિતિ મેળવવા માટે આ પુસ્તકના છેડે આપેલું ટ્રસ્ટી મંડળનું નિવેદન નજરમાં લેવા નમ્ર વિનંતિ છે.

ટ્રસ્ટી મંડળ

---

રૂપિયા પાંચ હજારનું દાન કરીને
ફોટો મુકાવો.

કમલ પ્રકાશન ટ્રસ્ટના પુસ્તક વિભાગમાં રૂ. પાંચ હજારનું દાન કરનાર દાતાનો નાનો ફોટો [પુરૂષનો જ ફોટો લેવાશે.] દરેક ભાવી પ્રકાશનોમાં મુકાશે. આ ફોટા નીચે દાતાનું માત્ર નામ આવશે.

આજે જ આપનો ફોટો મુકાવો.

પ્રકાશક :

કમલ પ્રકાશન ટ્રસ્ટ

૫૦૮૨/૩ બીજે માળે, રતનપોળના નાકે,

યાજ્ઞિક ઈન્સ્ટીટયુટ સામે,

ગાંધી રોડ. અમદાવાદ–૩૮૦૦૦૧

Phone 30081



લેખક પરિચય :

સિદ્ધાંતમહોદધિ, સચ્ચારિત્રચૂડામણિ

સ્વ. પૂજ્યપાદ આ. ભગવન્ત શ્રીમદ્વિજય

પ્રેમસૂરીશ્વરજી મહારાજા સાહેબના વિનેય

મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજી



પ્રથમ સંસ્કરણ : નકલ ૨૦૦૦

વિ. સં. ૨૦૩૩ મહાસુદ–૫ (વસંત પંચમી)

વીર સંવત ૨૫૦૩ તા. ૨૪–૧–૭૭

સર્વાધિકાર સુરક્ષિત



મુદ્રક :

મણીલાલ છગનલાલ શાહ

ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ

ઘીકાંટા રોડ, અમદાવાદ–૧



મૂલ્ય : રૂા. ૪–૦૦

# પ્રકાશકીય

પૂજ્યપાદ મુનિરાજશ્રી ચન્દ્રશેખરવિજયજીની કલમે 'મુક્તિદૂત' માસિક માટે તૈયાર કરાએલી લઘુ કથાઓનો "રખડુકડી કથાઓ" નામના આ પુસ્તકમાં અમે સંગ્રહ કર્યો છે.

મુક્તિદૂતના પ્રત્યેક અંકમાં તેઓશ્રીની ત્રણ વાર્તા અચૂક આવતી રહે છે. વાંચકોને આ વાર્તાઓ ખૂબ જ આકર્ષે છે; કેમકે કાં તો એ વાર્તા સાવ જ નવી હોય છે અથવા તો 'જુની' હોય તો ય એનું 'મોડેલ' એકદમ અનોખું હોય છે.

ખૂબ જ ઓછા શબ્દોમાં હૃદયસ્પર્શી ભાવોને ઠસોઠસ ભરી દેતા હોય છે.

બાળજીવોને માટે આ કથા, વાર્તાઓ એમના જીવન-ઘડતરમાં ચોક્કસપણે પોતાનો ફાળો નોંધાવે છે.

આવો સુંદર સંગ્રહ પ્રકાશિત કરતાં કમલ પ્રકાશન ટ્રસ્ટ આનંદ અનુભવે છે.

લિ.

'ટ્રસ્ટી મંડળ'

કમલ પ્રકાશન ટ્રસ્ટ

# કમલ પ્રકાશન ટ્રસ્ટ તરફથી બહાર પડતાં પુસ્તકોનાં પ્રાપ્તિસ્થાનો :

સોમચંદ ડી. શાહ
'સુઘોષા' કાર્યાલય
જીવનનિવાસ સામે,
પાલીતાણા (સૌરાષ્ટ્ર)

શ્રી જૈન પ્રકાશન મંદિર
જશવંતલાલ ગિરધરલાલ
દોશીવાડાની પોળ, કાળુપુર,
અમદાવાદ-૧.

સેવંતીલાલ વી. જૈન
૨૦, મહાજનગલી, પહેલે માળે,
ઝવેરી બજાર, મુંબઈ-૨.

શ્રી સર્વોદય સાહિત્ય મંદિર
રેલ્વે સ્ટેશન, પ્લેટફોર્મ નં. ૧ ઉપર
અમદાવાદ-૧.

ઉત્તમ વસ્તુ ભંડાર
પ્રો. વર્ધમાન એસ. શાહ
૧, વેન્કટ રામૈયા સ્ટ્રીટ,
જી. ટી. સી. બેંક પાસે,
મદ્રાસ-૧.

ઓફિસ :
To
કમલ પ્રકાશન ટ્રસ્ટ
૫૦૮૨/૩ બીજે માળે
યાજ્ઞિક ઇન્સ્ટીટ્યૂટ સામે
રતનપોળના નાકે
ગાંધીરોડ
અમદાવાદ-૧.



## હિતચિંતક પિતા

ચાણક્યનો જન્મ થયાને કેટલોક સમય પસાર થયો. ધનાઢ્ય પિતાનો એ લાડકવાયો પુત્ર હતો. એક દિવસ અષ્ટાંગ નિમિત્તોનો જાણકાર કોઈ નૈમિત્તિક ગામ–પરગામ ફરતો ફરતો ચાણક્યના પિતાને ઘેર આવી ચડયો; એમને ત્યાં મહેમાન બન્યો.

ભોજનવિધિ પત્યા બાદ નૈમિત્તિક આરામ કરતો હતો ત્યાં તેની નજર બાળચાણક્ય ઉપર પડી. એના મોંમાં વિલક્ષણ રીતે અતિ સુંદર અને લાંબો દાંત જોતાં જ એનાથી બોલાઈ ગયું, "અદ્‌ભુત લક્ષણ!"

ચાણક્યના પિતાએ એ વાક્ય સાંભળ્યું. નૈમિત્તિકને વિગતથી જણાવવા માટે વિનંતિ કરી.

નૈમિત્તિકે કહ્યું, "તમારા આ પુત્રનો લાંબો દાંત એવું સૂચન કરે છે કે આ માણસ મોટો થઈને વિરાટ પૃથ્વીનો રાજા બનશે." એક મોટો નિસાસો નાંખી દઈને ચાણક્યના પિતા બોલ્યા, "રાજેશ્વરી તે નરકેશ્વરી....મારો આ દીકરો રાજા બનીને નરકે જશે? અફસોસ."

ઊભા થઇને તેઓ કાનસ લઈ આવ્યા અને તરત જ તે લાંબો દાંત ઘસી નાંખ્યો. અને નૈમિત્તિકે કહ્યું, "હવે આ પુત્ર કોઈ મહાન રાજાનો રાજગુરુ બનશે."

અને...હિતચિંતક પિતાના મુખ ઉપર સંતોષની સરવાણીઓ ફૂટી નીકળી.



## "યતો ધર્મસ્તતો જયઃ"

[ બોધક પ્રસંગ ]

મહાભારતના ઐતિહાસિક યુદ્ધના આરંભની રણભેરીઓ બજી ગઈ. શસ્ત્રસજ્જ બનીને દુર્યોધન માતા ગાંધારીની પાસે આશીર્વાદ લેવા ગયા. માતાના પગમાં પડી જઈને આશિષ માંગ્યા.

માતા ગાંધારીએ કહ્યું, "યતો ધર્મસ્તતો જયઃ—બેટા; જ્યાં ધર્મ છે, ત્યાં વિજય છે." (જે પક્ષે ધર્મ હોય તે જ પક્ષનો વિજય થાય.) માતા ગાંધારીના આ શબ્દોમાં પડેલા સંકેતને દુર્યોધન સ્પર્શી ગયો. એ મનોમન બોલી ઊઠ્યો. "ધર્મ તો પાંડવોના પક્ષે છે. ખેર, માતાજી જે કહે છે તે તદ્દન સાચું છે."

કહેવાય છે કે મહાભારતનું એ યાદગાર યુદ્ધ અઢાર દિવસ સુધી ચાલ્યું. અઢારે ય દિવસ દુર્યોધન માતા પાસે આશિષ લેવા ગયા અને અઢારે ય દિવસ માતાએ દુર્યોધનને આશિષ આપતાં એક જ વાત કહી, "યતો ધર્મસ્તતો જયઃ"

ધન્યવાદ માતા ગાંધારીની એ સત્યનિષ્ઠાને (પાશ્ચાત્ય પદ્ધતિના શિક્ષણનાં વિષ પામેલી પંચાવન ક્રોડ માનવોની પ્રજામાં આવી ગાંધારીઓ કેટલી હશે?)



## શેઠ! જીવો છો?

વ્યાખ્યાનમાં જ લાંબી ઊંઘ ખેંચી નાંખવાના સંકલ્પને વરેલા શેઠને વારંવાર ઝોકાં ખાતાં જોઈને વ્યાખ્યાનકાર મુનિને ન ગોઠયું. એમણે શેઠને જરા જોરથી કહ્યું, "શેઠ! ઊંઘો છો?" ઝબકીને જાગી ગએલા શેઠે ઇજ્જત બચાવવા માટે જવાબ આપ્યો. "ના....ના....કોણ કહે છે?"

પણ થોડી વાર થઈ...એ જ ઝોકાં....મુનિરાજનો ફરી એ જ પ્રશ્ન...શેઠનો ફરી એ જ જૂઠો જવાબ.

ત્રીજી વાર પણ આમ જ થયું.

યુવાનો પણ અકળાયા; મુનિરાજને ખોટા પાડવા બદલ.

પણ મુનિરાજ ગાંજ્યા જાય તેમ ન હતા.

મુનિવરે ચોથી વાર શેઠને જોરથી પૂછ્યું. "શેઠ! જીવો છો?"

ફરી ઝબકી ઊઠેલા શેઠે એ જ જવાબ આપી દીધો. "ના....ના કોણ કહે છે?"

અને....સઘળા ય શ્રોતાજનો ખડખડાટ હસી પડયા.

'કાંઈક ભરાઈ ગયાનો' શેઠને ખ્યાલ આવી ગયો. અને પછી એકદમ સ્વસ્થ થઈને વ્યાખ્યાન-શ્રવણ કરવા લાગ્યા.

[શેઠ વ્યાખ્યાન સાંભળતા નથી; સાંભળવાનો ડોળ કરે છે; જેને હૈયે ધરમ નથી તે ધર્મીજનો ધર્મ કરવાનો ડોળ કરે છે; અને જેને ચિત્તમાં સુખ નથી તેવા શ્રીમંતો પણ 'સુખી' દેખાવાનો ડોળ જ કરે છે ને?]



## ક્રોધની આગ

અમદાવાદની એક પોળમાં બનેલી આ સત્ય ઘટના છે. ભાડૂઆતની સ્ત્રીએ પાણી મેળવવા માટેની ચકલીઓ પાસેની લાઈનમાં પોતાનો હાંડો મૂક્યો હતો. વારો આવતાં જ પાણી ભરવા સારું ચકલી નીચે હાંડો મૂક્યો, ત્યાં મકાન-માલિકની પત્ની હાંડો લઈને આવી. સંપત્તિના નશામાં પેલી બાઈનો હાંડો હડસેલીને પોતાનો હાંડો ગોઠવી દીધો.

ભાડૂઆત-સ્ત્રીથી આ અપમાન કેમે ય ન ખમાયું. તરત ઘરે જઈને બારણાં બંધ કર્યાં. ઘાસલેટ છાંટીને સળગી ઊઠી. ધુમાડા નીકળતાં બૂમરાણ મચ્યું.

ભયંકર આગથી લપેટાએલી ભાડૂઆત-સ્ત્રી આવેશના જોસમાં જ દાદર ચડવા લાગી. બૂમરાણ સાંભળીને માલિકણ નીચે આવવા લાગી. બે ય અધવચમાં મળ્યાં.

રાડો પાડતી ભાડૂઆત-સ્ત્રી બોલી ! "મેં તો મરું, તુઝે ભી મારું." એમ કહીને તેને જોરથી વળગી પડી.

બેયને છૂટા કરવાના યુવાનોના પ્રયત્ન નિષ્ફળ ગયા.

દાઝેલી બંને સ્ત્રીઓને હોસ્પિટલમાં દાખલ કરવામાં આવી. બે ય રિબાઈ રિબાઈ ને મરણ પામ્યાં.

'કજીઆનું સોં કાળું' એ ઉક્તિ ખૂબ જ યથાર્થ છે. પણ અફસોસ! વાસનાની અતૃપ્તિએ અને ઈર્ષ્યાએ માણસને ભટાડી દીધો છે!



## પુણ્ય તો આનું નામ

માંડવગઢના મન્ત્રીશ્વરનું સ્વપ્ન આજે સંપૂર્ણતઃ સિદ્ધ થયું હતું. દેવગિરિ નગરીમાં ક્રોડો સોનામહોરો ખર્ચીને ગગનચૂંબી જિનાલયનું નિર્માણ થયું. આજે તેમાં પરમાત્માની પ્રતિષ્ઠા થઈ. છેલ્લે મન્ત્રીશ્વર પેથડ મંદિરના શિખર ઉપર ધજા ફરકાવવા સજ્જ બન્યા.

ધજા ફરકાવી અને ગગનમાં ફરફર ફરકતી એ ધજાને જોઈને પેથડનો મન-મોરલો નાચી ઊઠયો. રે! એ સ્વયં ત્યાં જ નાચવા લાગ્યા !

વાંસડાઓના મંચ ઉપર મન મૂકીને, ભાન ભૂલીને નાચતા પેથડને નીચેથી ગુરુદેવે જોયા. એમને થયું, "અરે! આ ભાવાવેશમાં જ મન્ત્રી પેથડ પગ ચૂકે અને નીચે પટકાય તો ?"

તરત જ બે ધર્મીજનોને એમણે ઉપર મોકલ્યા, અને મન્ત્રીશ્વરને આ પુણ્યવંતા ભાવાવેશમાંથી મુક્ત કરવાનું સૂચન કર્યું.

બે ધર્માત્માઓ ચડયા. આનંદવિભોર બનેલા મન્ત્રી પેથડના બે ય હાથ ઝાલી લીધા અને એમને સંભવિત પરિસ્થિતિનો ખ્યાલ આપ્યો.

સ્વસ્થ બનેલા મન્ત્રીશ્વરે કહ્યું, "ગુર્વાજ્ઞા પ્રમાણ છે. બાકી નીચે પડત તો ય મારે તો ઊંચે જ જવાનું થાત ને? અહો! ત્રણ લોકના નાથની ગગને લહરતી ધજાના દર્શનનો આ આનંદ મારા ઉરમાં સમાતો નથી.

[ પુણ્ય–કાર્ય કરીને પસ્તાનારાઓએ આ પ્રસંગ ખૂબ વિચારવા જેવો છે.]



## માણસ ક્યાં છે?

બપોરના બાર વાગે એથેન્સ શહેરમાં સોક્રેટીસે ઝેરનો પ્યાલો પ્રેમથી પી લીધો.

એનો એક વફાદાર શિષ્ય આ ઘટનાએ મૂઢ બની ગયો હતો. એ જ સમયે હાથમાં ફાનસ લઈને એથેન્સની ગલીએ ગલીએ એ ઘૂમ્યો. જે કોઈ એની સામે આવ્યું, તે બધાયના મોં પાસે ફાનસ લઈ જઈને તેમનું મોં જોયું અને દરેકને પૂછયું કે, "તમે કોણ છો?" સહુએ કહ્યું, "હું ડોક્ટર છું, હું વકીલ છું, હું વિદ્યાર્થી છું, હું સિપાઈ છું" વગેરે...

ભરબપોરે ફાનસ લઈને નીકળેલા આ માણસમાં સૌને કુતૂહલ જાગ્યું. સૌ તેની પાછળ ચાલ્યા. હજારો લોકોની સાથે એથેન્સની બહાર જઈને એક ટેકરા ઉપર તે ચડ્યો.

તેણે સહુને કહ્યું, " તમને મારામાં પાગલપન દેખાય છે; પણ મારી વાત સાંભળો. મારા ગુરુએ જીવનભર આદર્શ માનવની વાતો કરી છતાં આ રીતે તેમનું મોત થયું એટલે મને શંકા પડી કે એથેન્સમાં કોઈ એક પણ માણસ જીવતો હશે ખરો ?

અને....ખરેખર....મારા પ્રશ્નના ઉત્તરમાં કોઈએ મને એમ ન કહ્યું કે, " હું માણસ છું."

હાય ! દેશ ડોકટરો, વકીલો, પ્રધાનો, શેઠીઆઓ, પ્રોફેસરો વગેરેથી જીવશે કે માણસોથી !



## મસ્ત ખુમારી

પોતાના જ પુત્ર કોણિકે, પિતા મગરાજ શ્રેણિકને બુઝર્ગ વયે કારાગારમાં પૂર્યા હતા. રોજ સો ચાબુકના ફટકા તે મરાવતો હતો.

દેવાધિદેવ પરમાત્મા મહાવીરદેવનો પરમભક્ત હતો; મગધનો નાથ–શ્રેણિક. એ ભક્તિ અને એમણે સમજાવેલું કર્મના ગણિતનું ચિંતન જ મગધરાજને આશ્વાસન બક્ષતું હતું.

એક દિવસની વાત છે. મીઠાના પાણીમાં પાએલા હંટરના ફટકા મારી મારીને સન્ત્રી થાકી ગયો. પોતાનું બાવડું પોતે જ દબાવવા લાગ્યો.

સન્ત્રીની એ દશા જોઈને માર ખાતાં મગધના નાથ ખડખડાટ હસવા લાગ્યા. કારાવાસની પથ્થરની દીવાલોમાં એ અટ્ટહાસ્યના પડછંદા પડયા.

મગધરાજ માર ખાતા હતા; તો ય મસ્તાન હતા. એમણે કહ્યું; "અય, સન્ત્રી! તારાં બાવડાં દુઃખે છે ને?

દુઃખે સ્તો... તારી તાકાત જ કેટલી? અને મારી તાકાત કેટલી?

કેમકે.... ગમે તેમ તો ય તું તો નાનકડા મગધના નાથ અજાતશત્રુનો સેવક!

તું મારીને ય થાકે!

હું માર ખાઈને ય ન થાકું!

આમાં આશ્ચર્ય પામવા જેવું કશું જ નથી."

કેવી મસ્ત ખુમારી!



## દુવાની દવા

ખૂબ શ્રીમંત માતપિતાનો એકનો એક યુવાન દીકરો મરણપથારીએ પટકાયો હતો. બે જ વર્ષ પહેલાં એનું લગ્ન થયું હતું, પત્નીના માથે તો જાણે આભ તૂટી પડ્યું

હતું. ઉપચારો કરવામાં શ્રીમંત લોકો તો કોઈ વાતે કમીના રાખે જ નહિ. પરન્તુ જ્યાં ભાગ્ય જ રૂઠ્યું હોય ત્યાં સત્તા, સંપત્તિ અને શક્તિ–બધાયનું વામણાપણું ઉઘાડું પડીને જ રહે છે.

શેઠના દીકરાના ખબરઅંતર પૂછવા રોજ સેંકડો સ્વજનો, સંબંધીઓ આવતાં. એક દિવસ કોઈ સંન્યાસી ત્યાં આવી ચડયા. મોટરોની લાંબી કતાર જોઈને કુતૂહલ થયું. સઘળી બાતમી મેળવીને શેઠ પાસે ગયા. દર્દીની માતા તો એમને જોતાં જ રડી પડી "સ્વામીજી, કોઈ પણ ભોગે મારા લાલને બચાવો." તેણે કહ્યું.

સંન્યાસીએ દુવાનો મહિમા સમજાવ્યો અને રોજ બાજરો અને ગોળ ગરીબોને આપવા જણાવ્યું.

દિવસના ૨૦ થી ૪૦ મણ સુધી બાજરો અને સાથે ૫–૭ રવા જેટલો ગોળ ગરીબોને દેવાનું શરૂ થયું.

ચોથા દિવસે બેભાન દર્દીએ આળસ મરડી.

દાનનો વેગ વધ્યો. પાંચમા દિવસે 'મા' કહીને દીકરો બોલ્યો. માતા દીકરાને બાઝી પડી.

દાન અને દુવાએ સ્પર્ધા માંડી. સાતમા દિવસે દર્દી બેઠો થઈ ગયો.

દવાએ પરાજય સ્વીકાર્યો.

દુવાએ પોતાની વિજયપતાકા ગગને લહેરાવી.



## દમડે ઊંટ

પોતાના રાજમાં દમડાનું એક પણ ચલણ ન રહે તે માટે રાજાએ લોકો પાસેથી તે નાણું અનેક ઉપાયોથી ખેંચવા માંડ્યું. છેવટે હીરા–મોતીથી શણગારેલો ઊંટ આખા રાજમાં ફેરવવામાં આવ્યો અને જાહેર કરવામાં આવ્યું કે, " આ ઊંટ એક દમડામાં આપી દેવાનો છે. "

પણ દ્રમ્ય તો ખેંચાઈ ગયા હતા, લોકો શે ઊંટ ખરીદી લે ?

આ ઊંટ જોઈને એક નાના મુસ્લિમ છોકરાએ એની મા પાસે ઊંટ ખરીદવાની હઠ લઈને ભારે રડારોળ કરી. છેવટે કંટાળીને માતાએ કહ્યું, "તારા બાપને કબરનશીન કર્યો છે. એની કબર ખોલ, તો તેના મોંમાં મૂકેલો દ્રમ્મ મળી જશે."

છોકરાએ તેમ કર્યું અને દ્રમ્મથી ઊંટ ખરીદ્યો. રાજાને આ વાતની ખબર પડી. તેણે બધી કબર ખોદાવી નાંખીને બધા દ્રમ્મ કબજે કર્યા. પછી રાજમાં એક પણ દ્રમ્મ ક્યાંય રહેવા પામ્યો નહિ.

[ પશ્ચિમના લોકો ભારતીય પ્રજાનો તમામ સાંસ્કૃતિક વારસો બધા જ પ્રકારે પોતાના કબ્જે કરી રહ્યા છે. પૈસાની ભારે લાલચથી ગ્રન્થો, મૂર્તિઓ વગેરે કબ્જે કરી રહ્યા છે. કોણ જાગશે ? અને આ પ્રપંચને ખુલ્લો પાડશે ? ]



## શત્રુના ય હૈયે રામ

રાવણ સાથેના યુદ્ધમાં રાવણની અમોઘ વિજયા શક્તિના ભયાનક પ્રહારથી મૂર્ચ્છિત થયેલા લક્ષ્મણજીના પૂર્ણ ચૈતન્ય કાજે વિશલ્યાનું સ્નાનજળ લાવવામાં આવ્યું હતું. રામચન્દ્રજીના ઘાયલ સૈનિકો ઉપર છંટકાવ થયો અને સહુ આળસ મરડીને બેઠા થઇ ગયા. હજી વધેલા સ્નાનજળનું શું કરવું ? એમ સુગ્રીવે રામચન્દ્રજીને પૂછયું, રામચન્દ્રજીએ કહ્યું, " આ સામે પડેલા–કણસતા; ચીસો નાંખતા રાવણના સૈન્યના ઘાયલ સૈનિકો તમને દેખાતા નથી ? જાઓ.... એ બધા ય ઉપર આ જલનો છંટકાવ કરો; એમને પૂર્ણ ચૈતન્યનું પ્રદાન કરો.

સુગ્રીવે રામચન્દ્રજીની આજ્ઞાનું પાલન કર્યું.

જ્યારે રાવણે આ સમાચાર જાણ્યા ત્યારે એનું હૈયું રામચન્દ્રજીને ઝૂકી ગયું.

[ શત્રુ સાથે પણ પ્રીત કરવાના આદર્શ બક્ષતી રામની આ રામાયણને, મિત્રો, ભાઈઓ, અને પ્રજાજનોનાં પણ ગળાં વાઢતી સરકાર જીવતી રહેવા દેશે ખરી ?

ખામોશ ! જો રામાયણને કબરનશીન કરવામાં આવશે તો સમસ્ત ભારતીય પ્રજાને પણ કબરનશીન થતાં સો વર્ષથી ઝાઝી વાર નહિ લાગે. ]



## ભેદી ઘડિયાળ

હિટલર અને ચેંબરલીન; બે ય શત્રુપક્ષના આગેવાનો.

પણ હિટલર તો બધા ય દાવપેચોનો અચ્છામાં અચ્છો જાણકાર.

એક દિવસ પરસ્પરની મૈત્રી માટે વિચારણા કરવા હિટલરે ચેંબરલીનને આમન્ત્રણ આપ્યું. ભોજન–સમારંભ ગોઠવાયો. મૈત્રીના પ્રતીક તરીકે હિટલરે ચેંબરલીનને અદ્‌ભુત જર્મન કાંઠા-ઘડિયાળ ભેટ આપ્યું. ચેંબરલીનને એ ઘડિયાળ ખૂબ ગમી ગયું.

પણ આ શું ? ત્યાર પછી પોતાના સાથીદારો, લશ્કરી વડાઓ વગેરે સાથેની તમામ ગુપ્ત વાતો ફૂટી જવા લાગી. એથી મોટો ખળભળાટ મચી ગયો. એ અંગેની તપાસ શરૂ થઈ.

પેલું ઘડિયાળ પણ તપાસમાં ઝડપાયું અને ભેદ ફૂટી ગયો. ઘડિયાળનો તત્ક્ષણ નિકાલ કરી દેવામાં આવ્યો.

[ ઓ ધર્મીજનો ! સાવધાન ! ધર્મરાજ સાથેની તમારી બધી આત્મહિતકર મન્ત્રણાઓ ફૂટી તો નથી જતી ને ! જો ધર્મ કરવા છતાં તમે ક્રોધાદિ કષાયોથી પિડાતા હો તો નક્કી સમજી રાખજો કે તમારી સાથે ભોગસુખના રાગનું ભેદી ઘડિયાળ ક્યાંક પડ્યું છે; જે તમારી બધી ધર્મક્રિયાઓ ચૂગલીગી કરે છે. ]



## સંતો સર્વત્ર વસો

ગુરુ-શિષ્યની એ જોડી હતી. તેઓ ગામેગામ ફરતા અને ધર્મદેશના દેતા. એમાં એક વાર એવું ગામ આવ્યું, જેના લોકોએ આ સંન્યાસીઓને પથ્થરો માર્યા. સાવ મૌન રહીને પથ્થરોનો માર ખાધા પછી ગુરુજીએ ગ્રામજનોને આશિષ દેતાં કહ્યું, "તમારું ગામ ખૂબ સમૃદ્ધ થાઓ, જેથી તમારે ધંધાર્થે બહાર ક્યાં ય જવું ન પડે!"

એક વખત બીજે ગામ આથી સાવ ઊલટું થયું એ ગામના લોકોએ તો આ સંતોનું 'સુસ્વાગતમ્' કર્યું. ત્યાં થોડા દિવસ રહીને વિદાય થતી વખતે ઉપસ્થિત ગ્રામજનોને ગુરુજીએ કહ્યું, "તમારું ગામ ભાંગી પડો; જેથી તમારે ધંધાર્થે ચારે બાજુ વસવા જવું પડે!"

આબેય વાતો સાંભળીને ચેલાને ખૂબ આશ્ચર્ય થયું. તેણે ગુરુજીને મર્મ જણાવવાની વિનંતિ કરી. ગુરુજીએ કહ્યું, "સાંભળ! દુષ્ટ લોકો જો બીજા ગામોમાં જાય તો એનેકોને દુષ્ટ બનાવે; માટે મેં ગામની સમૃદ્ધિની કામના કરી. પણ સજ્જનો જો ચારે બાજુ ફેલાય તો એમના સમાગમે અનેક ગામો સજ્જનોથી ઊભરાઈ જાય; માટે મેં બીજા ગામની તારાજીની કામના વ્યક્ત કરી."

ચેલાને હવે વાતની ગડ બરોબર બેસી ગઈ.



## બહુમતિનું ફારસ

જંગલમાંથી પસાર થતાં ચાર બ્રાહ્મણોને અસહ્ય તરસ લાગી. આમ તેમ નજર કરતાં એક કૂવો મળી ગયો. પણ પાણી કાઢવું શી રીતે? છેવટે પગમાં પહેરેલાં જોડાંને, માથે પહેરેલું ફાળિયું બાંધીને; કૂવામાં ઉતારવાનું નક્કી કરવામાં આવ્યું.

પણ આ નિશ્ચય જાણીને એક બ્રાહ્મણ કંપી ઊઠયો. રે! ચામડામાં પાણી ભરી મોંએથી પીવાનું! અહો! અધર્મ!

તેણે તો પેલા ત્રણને ઠપકો આપતાં જણાવી પણ દીધું કે, ગામમાં પહોંચીને બધાને તે આ વાત કહી દેશે.

પાણી પીને સ્વસ્થ થયેલા ત્રણ બ્રાહ્મણો ઝપાટાબંધ ગામમાં પહોંચી ગયા. ચોથો તૃષાર્ત્ત બ્રાહ્મણ ઘણો મોડેથી ગામ ભેગો થયો. પેલા ત્રણ બ્રાહ્મણોએ જાહેર કર્યું કે, "પાછળ આવતા બ્રાહ્મણે તરસ છિપાવવા માટે ખસડાથી પાણી પીધું છે!"

ગામના વિપ્રો તેની ઉપર રોષે ભરાયા. તેના આવતાંની સાથે જ તેની ઉપર પસ્તાળ પડી. તેણે સાચી વાત કરી કે, "આવું તો મેં નથી કર્યું પણ પેલા જ ત્રણે કર્યું છે!"

સહુએ કહ્યું, "બસ! તું એકલો કહે તે જ સાચું અને પેલા ત્રણ કહે તો ય ખોટું એમ જ ને? તારી વાત તદ્દન ખોટી છે. શુદ્ધિ કર. પછી જ બીજી વાત." પેલો બિચારો બ્રાહ્મણ ડઘાઈ ગયો.



## ખુમારી જ આવું બોલાવે

મોટા યુદ્ધમાં વિજેતા બનીને વાગ્ભટ્ટ મન્ત્રી પાછા ફર્યા ત્યારે ગૂર્જરેશ્વર કુમારપાળે તેમનું દબદબાભર્યું સન્માન કર્યું. ત્રણ ક્રોડ સોનામહોરો વગેરે પુષ્કળ ધન ભેટ તરીકે આપ્યું.

પણ વાગ્ભટ્ટ તો દાનેશ્વરી હતા. રાજદરબારેથી ઘરે પહોંચતાં સુધીમાં તો સઘળું ય ધન દાન કરી દીધું!

ઇર્ષ્યાથી પિડાતા સમોવડીઆઓએ ગૂર્જરેશ્વરના કાન સંભેર્યા કે આપની વિરુદ્ધમાં પ્રજાને પોતાના પક્ષે લેવા માટે વાગ્ભટ્ટ દાન કરે છે."

ગૂર્જરેશ્વર પણ અકળાયા. બીજે દિવસે દરબારમાં આવતાં જ ગૂર્જરેશ્વરે વાગ્ભટ્ટને પૂછ્યું, "કેમ, વાગ્ભટ્ટ મન્ત્રી! મારાથી વધુ દાન કરવા લાગ્યા છો?"

સ્મિત કરતાં મન્ત્રીએ કહ્યું, "રાજન્! શા માટે ન કરું? આપ કોણ? ત્રણ જ ગામડાના ધણીના પુત્ર? અને હું કોણ? જાણો છો? અઢારે દેશના માલિક ગૂર્જરેશ્વર કુમારપાળનો સેવક! મારા જેટલું દાન આપ ન કરી શકો તેમાં શી નવાઇ?"

આ ઉત્તર સાંભળીને જ રાજા પ્રસન્ન થઈ ગયા.



## તમારું સ્થાન અમારા પગે !

સ્વામી વિવેકાનંદ પરદેશમાં ધર્મપ્રચાર કરવા ગયા ત્યારે એક ઠેકાણે ભાષણમાં અંગ્રેજોની જીવન-પદ્ધતિ વગેરેની ખૂબ કડક સમાલોચના કરી; અને ભારતીય સંસ્કૃતિના ગૌરવનું એમણે ખૂબ જ બહુમાન કર્યું. સ્વાભાવિક છે કે આથી અંગ્રેજોને માઠું લાગે. એ જ વખતે એક અંગ્રેજ યુવતી ઊભી ગઇ અને એણે પૂછ્યું, "સ્વામીજી ! જો અમારી જીવન-પદ્ધતિની આપ કડકમાં કડક શબ્દોમાં ખબર લઈ નાંખો છો તો શા માટે અમારા દેશની બનાવટના બૂટ આપે સ્વીકાર્યા છે? વાણી અને વર્તન વચ્ચેનો આ વિરોધાભાસ આપના જેવા માટે યોગ્ય ગણાય ખરો ? "

હવે સ્વામીજી શું ઉત્તર આપશે ? એ જાણવા તમામ શ્રોતાજનો ચોકન્ના થઈ ગયા. પેલી યુવતીએ અદ્‌ભુત પ્રશ્ન પૂછ્યો હતો.

ખૂબ જ સ્વસ્થતાથી અને ભારે ઠંડકથી ઠાવકા મોંએ સ્વામી વિવેકાનંદે તરત જ ઉત્તર વાળ્યો કે, "ભારતની પ્રજામાં તમારા લોકોનું સ્થાન ક્યાં છે ? તે દેખાડવા માટે જ મેં તમારા બૂટ પહેર્યાં છે ! "

આ બમ્પર જવાબ સાંભળીને શ્રોતાજનો તો એવા ડઘાઈ ગયા કે કોઇ કાપે તો લોહી ન નીકળે.



## કેવી સંસ્કૃતિ ?

રાજસ્થાનનું એ શહેર; શિરોહી.

શાસનપ્રભાવક આચાર્ય ભગવંત શ્રીમદ્ હીરસૂરીશ્વરજી મહારાજાની જ્યાં કૃપા વરસે ત્યાંના લોકો ધર્મપરાયણ હોય તેમાં શી નવાઇ? બારે માસ સવારે પણ સેંકડો યુવાનો પ્રતિક્રમણની ક્રિયા કરતા.

એક દિવસની વાત છે. શિયાળાનો એ સમય હતો. ધર્મક્રિયા કરતા મુનિવરોની બાજુમાં જ એક યુવાન કાશ્મીરી સફેદ કામળ ઓઢીને પ્રતિક્રમણ કરતો હતો. થોડીવારે એક યુવતી આવી. મુનિવરોને વંદના કરવા સાથે સાથે પેલા યુવાનને મુનિ સમજીને એણે વંદના કરી. છેલ્લે સુખશાતા પૂછતાં યુવાને મોં ઊંચું કર્યું ! બન્ને યે એકબીજાને જોયાં.

અને...ઘટસ્ફોટ થયો ! જેમનાં આજે સાંજે જ લગ્ન થવાનાં હતાં તે આ બે ભાવી નવદંપતી હતાં !

"રે ! વંદન તો ગુરુને હોય ! પતિને વંદન !" યુવતીનું અંતર બોલી ઊઠ્યું. તે આગળ વિચારવા લાગી.

" કાંઈ નહિ....હજી કશું બગડી ગયું નથી. મનથી તો હું એને વરી ચૂકી છું એટલે આ યુવાન સિવાય મારો સંબંધ બીજે તો હોઈ શકે જ નહિ. પરંતુ જેને વંદના કર્યું તેથી એ મારા ગુરુ બન્યા !

"બસ.... ભલે તે બીજી કન્યા સાથે લગ્ન કરે, હું તો હવે સાધ્વી થઈને મારું આત્મકલ્યાણ આરાધી લઈશ.'

ધન્ય છે તે નારીને! નારાયણીને!



## શાસ્ત્રીય દમન; આવશ્યક

એક રાજાએ પોતાનું અડધું રાજ આપવાનું જાહેર કર્યું. શરત એટલી જ કે, "બકરાને પેટ ભરીને ચરાવવો"

રાજા જાણતો હતો કે બકરાને ગમે તેટલું કરાંજીને ખવડાવાય તો પણ લીલા ઘાસમાં મોં તો નાંખે જ.

આથી જ કોઈ ઇનામ મેળવી શકયું નહિ. છેવટે એક ઉસ્તાદે બુદ્ધિ અજમાવી. પંદર દિવસ સુધી રોજ બકરાને ખવડાવવા લીલું ઘાસ તેના મોંએ ધરે; પણ જેવો બકરો તે ઘાસ ખાવા જાય કે ઝટ મોં ઉપર દંડો મારે. આમ થવાથી તે માલિકની હાજરીમાં બકરાએ મોં નાંખવાનું બંધ જ કરી દીધું.

પાકી ખાતરી થયા બાદ બકરાને તેનો માલિક રાજા પાસે લઈ ગયો. રાજાએ લીલોછમ ચારો નીર્યો, પણ સામે જોયા કરે પણ ચારામાં મોં તો ન જ ધરે. રાજાના બધા જ પ્રયત્નો નિષ્ફળ ગયા. શરત મુજબ તેના માલિકને અડધું રાજ આપ્યું

[ પાંચ ઇન્દ્રિયો જે તે ભોગસુખોમાં ઝટપટ કૂદી પડતી હોય તો તેને ય તપ, ત્યાગ વગેરેના દંડાથી ફટકારવી પડે. દમનનો આ માર્ગ પ્રાથમિક કક્ષામાં તો ઘણો સચોટ સાબિત થાય છે. ]



## પુણ્યે રેતીમાં ય નાવ ચાલે

જૂના જમાનાની વાત છે. એ અભણ શ્રીમંત હતો. લાખોની હાર-જીત કરે; પણ એવો ઉસ્તાદ કે 'ઇન્કમટેક્સ' કદી ન ભરે.

ચેક-બુકમાં સહી કરવી પડે તે ય ઘૂંટીને શીખી રાખી હતી.

એક દિવસ સેક્રેટરી એકસામટી ૪૦-૫૦ સહીઓ કરાવવા આવ્યો. ઉતાવળે સહી કરતાં એક સહી સાવ બેઢંગી થઈ. સેક્રેટરીને એ ચેક સ્વીકારાશે કે કેમ? એમાં શંકા પડી. પણ શેઠ સાહેબને કહેવું શી રીતે કે, "આપે સહી બરોબર કરી નથી?"

એટલે એણે તો એ પાનું ખોલીને સહી સામે ટીકી-ટીકીને જોયા કર્યું. શેઠ બધું સમજી ગયા. તરત જ સેક્રેટરીની હડપચી પકડીને જોરથી ઊંચી કરી. શેઠે કહ્યું, "ઓ મૂર્ખ! આ મારા કપાળ સામે જો. લાખો રૂપિયાના ચેકો સ્વીકરાય છે તે આ કપાળથી સ્વીકરાય છે; સહી કરવાની આવડતથી નહિ.

"જા...હવે ઊઠ, અને એવી જ સહીવાળો ચેક લઈ જા."

શરમિંદો બનીને સેક્રેટરી ઊઠી ગયો. અને....ખરે-ખર....એ ચેક સ્વીકરાઈ પણ ગયો.

[પુણ્યની તો વાત જ ન્યારી! એ તો જંગલમાં ય મંગલ કરી દે!]



## ચોર પણ, નિમકહલાલ !

પુરાણી આ વાત છે.

કોઈ ગામના એક ઘરમાં છીંડું પાડીને એક ચોર અંદર પેઠો. રાતના બે વાગ્યાનો સમય હતો. ઘનઘોર અંધારું હતું. ભૂલથી એ રસોડાના ઓરડામાં પેઠો. આમે ય તેને ભૂખ ખૂબ લાગી હતી એટલે એક બરણીમાં હાથ નાંખ્યો. કદાચ સુખડી કે લાડુ ખાવા મળી જાય.

પણ તે બરણીમાં કશાકનો ભુક્કો જણાયો. તે જાણવા માટે તેણે એક ચપટી મોંમા મૂકી; તરત તેને ખબર પડી કે એ તો મીઠું [ નિમક ] છે ! બસ...વાત પતી ગઈ તરત જ ચોર એ ઘરમાંથી નીકળી જવા લાગ્યો. બેદરકારીથી નીકળવા જતાં ખટખડાટ થયો એટલે ઘરનો માલિક વાણીઓ જાગી ગયો. એણે બૂમ પાડી, " અલ્યા ! કોણ પેઠો છે ? "

ચોરે કહ્યું. " હું ચોર છું. "

હસી પડીને વાણીઆએ કહ્યું, " ચોર તે કદી આવી બેફીકરાઈથી એમ કહેતો હશે ? સાચું કહે, તું કોણ છે ? "

શેઠ ! હું ખરેખર ચોર છું. ચોરી કરવા જ તમારે ઘેર આવ્યો હતો, પણ તમારું નિમક મારાથી ખવાઇ ગયું. હવે મારાથી ચોરી ન થાય કેમકે નિમકહરામ થવું એ તો મહાપાપ છે ! "

[ આપણા ચોરે ય નિમકહલાલ હતા. આજના કહેવાતા શાહુકારો ય કેવા હશે ? ]



## અબજોપતિ ! કમોતે મર્યો !

એ હતો; અમેરિકાનો અબજોપતિ !

એક દિવસની વાત છે. પોતાની સંપત્તિનો કયાસ કાઢવા માટે તે પોલાદી દીવાલોવાળી કેબીનની તિજોરીમાં બેઠો. એનાં દ્વાર આપમેળે બંધ થઈ જતાં હતાં. ભૂલથી ચાવી બહાર રહી ગઈ, બે ત્રણ કલાક સુધી કામ કર્યા બાદ જ્યાં તે બહાર નીકળવા જાય છે ત્યાં ખબર પડી કે દરવાજા બંધ છે અને ચાવી બહાર રહી ગઈ છે !

બારણાં ખોલવા માટે તેણે બૂમો પાડી; પણ બહાર કોઈ ન હતું. બીજા બે ત્રણ કલાક વીતી ગયા. એ શ્રીમંત હતાશ થઈ ગયો; એને ભયંકર તરસ લાગી. એને ભયંકર તરસ લાગી. એની આંખ સામે જ મોત નાચતું દેખાયું.

તરસથી તરફડતાં એણે કાગળ અને કલમ ઉપાડી. એણે લખ્યું, "જો હમણાં મને કોઈ એક ગ્લાસ પાણી પાય તો મારી આ બધી સંપત્તિ તેને બક્ષિસ કરી દઉં."

અને....થોડી જ વારમાં એ અબજોપતિનો દેહ તરફ-ડીઆં મારતો ત્યાં જ ઢળી પડયો !

[પુણ્ય છે તો બધું સલામત ! પણ સંપત્તિના ભરોસે કદી ન જીવાય ! એ તો નાતરું કરતી નાર જેવું છે ! ]



## મા! પણ...હું તારું જ સંતાન છું

યૌવનના ઉન્માદે નીતરતી એક નવયૌવના ભારતીય યુવાન સંત પાસે આવી. એકાંત અંધકાર અને આશાની એણે ઓથ લીધી હતી. ઇષ્ટસિદ્ધિમાં એનો ઇતબાર હતો.

ધીરે રહીને એણે કહ્યું, "મારે તમારા જેવું જ સંતાન જોઈએ. તમે મને દાન આપો."

બ્રહ્મચર્યના ઓજ અને તેજથી છલકાતા એ સંતે એ યુવતી ઉપર એવી વેધક દૃષ્ટિ ફેંકી કે તેના પગ નીચેથી ધરતી સરકવા લાગી.

પળમાં જ એ સંત ભાવાવેશમાં બોલી ઊઠયો, "ઓ મા ! હું જ તારું સંતાન છું. મને જ તારું સંતાન સમજી લે, મારા જેવા બીજા સંતાનની પ્રાપ્તિ કાજે પ્રસૂતિની તીક્ષ્ણ વેદનાઓ શાને સારુ તારે ભોગવવી જોઈએ; ઓ, મારી મા !"

અને...આશ્ચર્ય ! એ 'મા' શબ્દે જ એ યુવતીનો કામ મરી ગયો. એના હૈયે ઊભરાયેલું વાત્સલ્ય અશ્રુ બની આંખેથી વરસવા લાગ્યું.

[આવી હતી; આપણી સંસ્કૃતિ ! આજે તો આ 'મા' 'બેન' 'દીકરી' શબ્દો પણ પોતાની તાકાત ગુમાવી બેઠા છે ! ભયંકર બની ગયા છે !]



## ભેળસેળનું કાતીલ શસ્ત્ર

હિટલરથી એ પ્રદેશ કેમે ય જીતાતો ન હતો. ઘણા વ્યૂહો ગોઠવ્યા પણ હિટલર જેવો હિટલર નિષ્ફળ ગયો. છેવટે એણે યુક્તિ કરી. શત્રુ–દેશનું મજબૂત અર્થતંત્ર તોડી નાંખવાનો એણે વ્યૂહ ગોઠવ્યો. શત્રુ–દેશના અસલી ચલણમાં નકલી ચલણ ભેળવી દીધું, વિમાનમાંથી લાખોની સંખ્યામાં બનાવટી નોટોનો વરસાદ વરસાવ્યો.

પ્રજાને લોભ જાગ્યો. નોટો ઉપર પડાપડી થઈ. અસલી નોટોમાં નકલી નોટો ભળી જતાં એ દેશનું અર્થતંત્ર ખળભળી ઊઠ્યું. સરકારને અસલી–નકલી તમામ નોટોનું ચલણ રદ કરવું પડ્યું. એની ખરીદ વગેરે શક્તિઓ તૂટી પડી.

હિટલર લાગ જોઈને એની ઉપર તૂટી પડ્યો. એણે જ્વલંત વિજય હાંસલ કર્યો

[ધર્મોના નાશ માટે ભગવાં કપડાં. 'હરે રામ! હરે કૃષ્ણ!' ની ધૂન, વગેરે ભેળસેળોનું કાતીલ શસ્ત્ર ક્યારનું યે કાંઈ ચૂક્યું છે. સાવધાન! સંતો! આપણા અસ્તિત્વ કાજેના આ ધર્મસંગ્રામમાં સહુ મોખરે ગોઠવાઈ જાઓ! મરણીઆ થાઓ! કસરીઆં કરો.]



# ધર્મહીન પ્રજાની દુર્દશા

ભારતના એક વખત દિલ્હીના પ્રધાન; ગુલઝારીલાલ નંદા. પ્રજામાં ફેલાએલા ભ્રષ્ટાચારને બે વર્ષમાં નાબૂદ કરવા કમર કસેલા એ પ્રધાન એ અંગેની ફરીઆદો સાંભળવા રોજ દસ માણસોને મળતા. એ માટે ઘરમાં દસ ખુરશીઓ રાખવામાં આવી હતી. જે દસ પહેલા બેસી જાય એમને જ એ સાંભળતા.

એક દિવસ દસે ય ખુરશી ભરાઈ ગયા બાદ એક માણસ આવ્યો. ભ્રષ્ટાચારના કોઈ કેસ અંગે આજે જ નંદા સાથે તે વાતચીત કરવા માંગતો હતો. પણ હવે શું થાય? ખુરશીઓ તો ભરાઈ ગઈ હતી! તેણે દસમા માણસનું મોં જોયું. તરત જ પાંચ રૂ. ની નોટ તેના ખિસ્સામાં સરકાવી દઈને આગન્તુકે તેને કહ્યું, "મારે આજે જ પ્લેનમાં મુંબઈ જવાનું છે એટલે તમે હવે ઊઠી જાઓ. હું નંદાજી સાથે વાતચીત કરી લઉં."

પાંચની નોટે કમાલ કરી! પેલાએ ખુરશી ખાલી કરી નાંખી. મુલાકાતો શરૂ થઈ. દસમા નંબરનો વારો આવ્યો. તે સજ્જને (!) નંદાજીને કહ્યું, "તમારાં ઘરમાં જ મેં ભ્રષ્ટાચાર–નાબૂદીની ખુરશી ઉપર ભ્રષ્ટાચાર સેવ્યો છે. જો તે ય તમે દૂર કરી શક્યા નથી તો આખા ભારતનો તે શે દૂર કરશો? આ ચિંતાથી દૂબળા રહેવા કરતાં અન્ય પ્રધાનોની જેમ...."

આ સાંભળીને નંદા સ્તબ્ધ થઈ ગયા.



## બિચારો ! "હું" ચગદાઈ ગયો !

કોઈ અંગ્રેજ ઇજનેર વિનોબા પાસે આવ્યો. પોતાના દેશની વાતો કરતાં તેણે કહ્યું કે, "મારા દેશમાં મેં એંસી માળનું મકાન તૈયાર કર્યું છે. એની વિશેષતા એ છે કે જીવન-જરૂરિયાતની એક પણ એવી ચીજ-વસ્તુ નથી કે જે તે મકાનના સ્ટોલમાં ન મળે. વળી રમતગમતનું મેદાન, સ્વીમિંગબાથ, સિનેમા ટોકીઝ વગેરે મનોરંજનની તમામ સગવડો એમાં છે. ટૂંકમાં, તેમાં વસતા નાગરિકને કદી નીચે ઊતરવું જ ન પડે એવું એ આયોજન છે."

મનમાં મલકાતા વિનોબાએ ધીરે રહીને કહ્યું, "ભાઈ! પણ એક ચીજ તો તેમાં નહિ જ હોય." આ શબ્દોથી અંગ્રેજ ઇજનેરનો અહં ઘવાયો. રૂવાબભેર કહ્યું, "એ બને જ નહિ. આપ કહો, કયી ચીજ એમાં નથી?"

ઠાવકે મોંએ વિનોબાએ કહ્યું, "સ્મશાન."

"ભલા ! જો તેમાં વસતાં માણસને જીવતાં કદી નીચે ઊતરવું પડે તેમ ન હોય તો મરતાં ય શું કરવા ઊતરવાનું બાકી રાખવું ? સ્મશાન પણ અંદર જ કરી દીધું હોત તો ?" આ સાંભળી અંગ્રેજ તો ડઘાઈ જ ગયો.

[ભોગસામગ્રીના હિમાલયન ખડકલા નીચે બિચારો 'હું' કેવો ચગદાઈ ગયો છે ?]



## વ્યસનોની કેવી ગુલામી ?

મુંબઈના સુપ્રસિદ્ધ ડોકટરના જીવનની આ સત્ય ઘટના છે.

એક દર્દીનું ઘણું જોખમી ઓપરેશન તેમણે કર્યું. ઓપરેશન બાદ ઘણા વધુ સમય સુધી દર્દી ઘેનમાં જ રહ્યો. ઓપરેશન ખૂબ જોખમી હોવાથી ડોકટરને થોડીક શંકા ગઈ. દર્દીના સ્વજનો પણ ચિંતામાં મુકાયા.

ડોકટરે ઘણા પ્રયત્નો કર્યા પણ દર્દી કેમે ય ભાનમાં આવે નહીં.

હવે શું કરવું ?

પળો જતી હતી અને વિમાસણ વધતી હતી.

એકાએક ડોકટરને વીજળીવેગે એક વિચાર આવ્યો. તેમણે તરત જ સ્વજનોને ભેગા કર્યા.

“ આ દર્દીને પણ કોઈ પણ જાતનું વ્યસન છે ખરું ? ” ડોકટરે પૂછ્યું.

“ એક નહીં, અનેક વ્યસનો હતાં. ” સ્વજનોએ કહ્યું.

“ એમાં સૌથી વધુ જોરદાર વ્યસન કયું ? ” ડોકટરે પૂછ્યું.

“ હા, જી....સિગારેટનું.” સ્વજનોમાંના એકે કહ્યું.

અને....ડોકટરે સિગારેટ સળગાવી. જેવો એ સિગારેટનો ધુમાડો દર્દીના નાકે ધર્યો કે તરત જ દર્દી જાગી ગયો અને એકદમ બોલી ઊઠયો, “ એક સિગારેટ આપો; મારે પીવી છે.”



## એ વંશ 'સીસોદીઆ' કેમ ?

એક હતો રાજા. એક દી એને આંખે સખત દુખાવો ઉપડ્યો. આંખમાં ચોવીસે કલાક શૂળ ભોંકાયા કરે. ઘણી સારવાર કરી, પણ બધું ય નિષ્ફળ.

એક દી કોઈ વૈદે ઔષધોપચાર કરવાની વિનંતિ કરતાં રાજાએ તે સ્વીકારી.

ઘેર જઈને વૈદે જીવતું કબૂતર ચીરીને તેના લોહીમાં એક ઔષધ તૈયાર કરીને કાલવ્યું. જાતે રાજાની આંખે આંજ્યું. તરત વેદના સંપૂર્ણ શાન્ત થઈ ગઈ.

'આવું ઔષધ અનેક આંખના રોગીઓને ઉપકારક નીવડે' એમ સમજીને રાજાએ તે ઔષધની બનાવટ પૂછી. વૈદે સાચી વાત કરી. સાંભળતાં જ રાજા બેભાન થઇ ગયો. ભાનમાં આવીને શાસ્ત્રજ્ઞોને પૂછ્યું કે "પોતાની આંખના દુઃખ ખાતર કબૂતરના પ્રાણ લેનારને શું પ્રાયશ્ચિત્ત મળે ?" શાસ્ત્રજ્ઞોએ ગલ્લાંતલ્લાં કરતાં, રાજાએ તરવાર ખેંચી કાઢી.

....ત્યારે 'સીસાના ધગધગતા રસનું પાન' પ્રાયશ્ચિત્ત-રૂપે જણાવ્યું.

અને....તે પ્રાયશ્ચિત્તનું વહન કરતો રાજા મૃત્યુ પામ્યો. ત્યારથી સીસાનો રસ પીનારા રાજાનો વંશ સીસોદીઆ કહેવાયો.



## જીવનનાં ભયસ્થાનો

એક દિવસ કલકત્તા શહેરની ધોરી-નસ જેવો હાવરા પુલ તૈયાર થઇ ગયો એના ઉદ્‌ઘાટન અંગેની તડામાર તૈયારીઓ ચાલવા લાગી. પુલનું બાંધકામ કરનાર મુખ્ય ઇજનેર ભારતીય હતો.

આજે અંગ્રેજ ઓફિસરના હાથે પુલનું "ઓપનિંગ" થવાનું હતું. ભારતીય ઇજનેરના આનંદની કોઈ સીમા ન હતી; કેમકે આ પુલના બાંધકામને પોતાના જીવનની એક અનોખી સિદ્ધિ માનતો હતો. સમયસર અંગ્રેજ ઓફિસર આવી ગયો. 'ઓપનિંગ' કરવાની વિધિ પતી જતાં પુલની અધવચમાં ઊભીને અંગ્રેજ ઓફિસરે ઇજનેર સાથે વાતો કરવાનું શરૂ કર્યું. તેમાં તેણે પૂછયું કે પુલના બે કટકાને સંધાતો ભાગ [સંધાન-સ્થાન] ક્યાં છે?

મુખ્ય ઇજનેર સિવાય આ ભેદ કોઇ ન જાણે. નહિ તો જો શત્રુને તેની ખબર પડી જાય તો તે જગાએ એક જ બોંબના મારાથી આખા પુલના સીધા બે કટકા થઇ જાય.

ઇજનેરે તે સંધાન-સ્થાન બતાડતાં કહ્યું, "આ રહ્યો તે ભાગ." અને....એકાએક રિવોલ્વરની ગોળીઓ ઉપરા-ઉપરી છૂટી. ઓફિસરે ઇજનેરને ત્યાં ને ત્યાં જ મારી નાખ્યો.

સંધિ-સ્થાનને જાણતો ઇજનેર જ કાલે ફૂટી જાય તો? એ ભયથીસ્તો. [આપણા જીવનમાં ય ન જાણે આવા જોખમી સ્થાનો, નબળી કડીઓ કેટલાય હશે, કે જે સમગ્ર જીવનને વેરવિખેર કરીને ખતમ કરી શકતાં હોય!]



## પશ્ચિમપરસ્ત ભારતીય-જનો !

એક ભારતીયે અમેરિકા દેશની ખૂબ પ્રશંસા કરી. પેટ ભરીને પ્રશંસા કરતાં તેણે એક વાત એવી કરી કે, "અમેરિકાના લોકોની સહૃદયતાની તો શી વાત કરું ? ત્યાંના મારા એક મિત્રે પોતાની એરકન્ડિશન્ડ મોટરમાં મને બેસાડીને દસ હજાર માઇલનો પ્રવાસ કરાવ્યો. જોવાલાયક અનેક સ્થળો મને બતાડયા ! કેવો અચ્છો આદમી !

"વળી મેં પણ એ મુસાફરી દરમિયાન પચાસ હજાર રૂપિયા ખર્ચ્યા ! આપણે ય વળતી ઉદારતા દાખવવી જ જોઈએ ને ?' આ વાત સાંભળીને સ્વદેશ માટે ભારે ખુમારી ધરાવતા ભારતીયે તેને બરોબર સુણાવી. કહ્યું કે, "એ અમેરિકને તમને દસ હજાર માઈલની મુસાફરી કરાવી એટલે તમે તમારી જન્મભૂમિનું ગૌરવ લેવાને બદલે અમેરિકાની ચમચાગીરી કરો તે તદ્દન સ્વભાવિક છે. નહિ તો એ દેશના સાંસ્કૃતિક જીવનની ખાનાખરાબી જોતાં તેના માટે એક પણ સારો શબ્દ બોલવાને તમે પણ તૈયાર ન હોત !

"વળી તમે પચાસ હજાર રૂ. નો ધુમાડો કર્યો તેમાં ગૌરવ શું લો છો ? તમારા જ ભારતની ગરીબ પ્રજા માટે તમે આ રકમ ખર્ચી હોત તો ?."

પણ અફસોસ ! ભારતના પશ્ચિમપરસ્તો માટે આવી આશા પણ કયાંથી રાખી શકાય ?



## કિંમત ભાષણની કે ધનની?

એક વખતની વાત છે. બ્રિટનના વડાપ્રધાન વિન્સ્ટન ચર્ચિલ ટેક્સીમાં બેસીને જઈ રહ્યા હતા. અધવચમાં જ એક વિચાર આવતાં તેમણે ટેક્સી ડ્રાઇવરને કહ્યું, "ભાઈ! મારે આ મકાનમાં તાકીદના કામે જવાનું છે. તું પંદર મિનિટ અહીં ઊભો રહે."

ડ્રાઈવરે ચર્ચિલની આ માંગણીનો ધરાર ઇન્કાર કરી દેતાં કહ્યું કે એ તેનાથી બિલકુલ બની શકે તેમ નથી.

જ્યારે ચર્ચિલે કારણ પૂછ્યું ત્યારે ડ્રાઈવરે કહ્યું કે, "અહીં નજીકમાં આવેલા મેદાનમાં મિ. ચર્ચિલ ભાષણ કરવાના છે. મારે તે સાંભળવું છે એટલે હું તમારી વાત સ્વીકારી શકતો નથી."

તે જ પળે ચર્ચિલે એક ડોલર ડ્રાઈવરને આપ્યો અને કહ્યું કે, "ભાઇ! મારી વાત તું સ્વીકાર."

હસી પડતાં ડ્રાઈવરે કહ્યું, "સારું, સાહેબ! આપ કામ પતાવીને આવો. હું અહીં જ ઊભો છું."

ચર્ચિલે પૂછ્યું, "પણ....પેલા ચર્ચિલનું ભાષણ તું નહિ સાંભળે?"

"એવા તો કેટલા ય ચર્ચિલો આવ્યા અને ગયા. મને તેની કાંઈ પરવા નથી." ડ્રાઈવરે ધડાક દઈને ઉત્તર વાળી દીધો.



## ધર્મયુદ્ધ

જૈન સંઘના એ અધિપતિ હતા; લાલભાઈ શેઠ એમનું નામ.

એક વખત સરકારી અધિકારી આબુનાં જિનમંદિરો જોવા આવ્યા. એમને મન આ દર્શન કરતાં પ્રદર્શનની વસ્તુ હતી.

ચોકીદારોની વિનંતિ છતાં તેને ઠુકરાવીને અધિકારી બૂટ પહેરીને જ જિનાલયોમાં ફર્યા.

શેઠ લાલભાઈને આ વાતની જાણ થતાં જ તે અધિકારીની સામે કોર્ટમાં કેસ કર્યો.

સદ્‌નસીબે કેસનો ચુકાદો શેઠની તરફેણમાં આવ્યો. પણ ચુકાદો આપ્યા પછી જજે લાલભાઈ શેઠને પૂછ્યું કે, "ધારો કે તમે આ કેસમાં હારી ગયા હોત તો?"

શેઠે કહ્યું, "તો સુપ્રીમ કોર્ટમાં જાત." "ત્યાં પણ હારી જાઓ તો?" જજે પૂછ્યું. "તો પ્રીવી. કાઉન્સિલમાં જાત." તરત શેઠે કહ્યું.

"પણ શેઠ! ત્યાં ય હારી જાત તો તમે શું કરત?" ડાવકું મોં રાખીને ફરી એક વાર જજે પૂછ્યું.

એટલી જ ગંભીરતાથી શેઠે જવાબ આપતાં કહ્યું, "સાહેબ! તો પછી હું દુનિયાભરમાં જાહેરાત કરત કે બ્રિટિશ યુગમાં હવે ન્યાયનું દેવાળું નીકળી ગયું છે! ન્યાયાલયોમાં પણ ન્યાય જેવી વસ્તુ રહી નથી." શેઠની ધર્મ પ્રત્યેની ખુમારી જોઇને જજ ખુશ થઈ ગયા.



## નમસ્કાર, તે મર્યાદાને

[ અજૈન રામાયણ–પ્રસંગ ]

" હનુમાન ! હજી સીતાની ભાળ મળી નથી, હવે આ કામ તું જ ઉપાડી લે. "

સીતાના અપહરણથી અત્યંત વ્યથિત બનેલા રામચન્દ્રજીએ હનુમાનને કહ્યું.

" ભગવાન્ ! આપની આજ્ઞા મારા શિરે ચડાવું છું. પરન્તુ મને સીતાદેવીની ઓળખ માટે નિશાની આપો. "

રામચન્દ્રજીએ સીતાજીની આંખો, નાક, કાન અને મુખનાં આભૂષણોનું વર્ણન કર્યું અને કહ્યું કે, " જેનાં આંખ વગેરે આ પ્રકારનાં હોય તે દુઃખીઆરી સ્ત્રીને તારે સીતા સમજવી. "

" સ્વામિન્ ! " હનુમાને કહ્યું. " પરસ્ત્રીનું મેં જોવાની મારે પ્રતિજ્ઞા છે એટલે આ નિશાનીઓ મારે શા કામની ? "

" તો હનુમાન ! બીજી નિશાની આપું. જે દુઃખીઆરી સ્ત્રીની આસપાસ રહેલાં ઝાડ, પાન, પુષ્પો, ફળો અને કાંકરાઓમાંથી પણ " રામ....રામ....રામ." એવો પ્રતિધ્વનિ તને સંભળાય તે સ્ત્રીને તારે સીતા સમજવી." રામચન્દ્રજીએ કહ્યું.

નમસ્કાર કરીને હનુમાન સીતાજીની શોધમાં નીકળ્યા અને 'રામ....રામ....' ના પ્રતિધ્વનિના પડછંદા વચ્ચે બેઠેલાં સીતાજીને શોધી કાઢયાં.

[ પરસ્ત્રી સાથે 'શેક–હેન્ડ' કરવામાં સભ્યતા સમજતા આ અસભ્યયુગમાં આવી વાતો કોને ગમે છે ? ]

## ધન, ધર્મનો નાશ કરે

પેથોભાઈ ભગવાનનો ભારે ભગત. રોજ સવારે પાંચથી પૂરા અગીઆર વાગતા સુધી મંદિરમાં જ રહે; ભગવાનની ખૂબ ભક્તિ કરે.

એક દી મંદિરના જક્ષ પેથોભાઈની ભક્તિ ઉપર રીઝી ગયા. પ્રત્યક્ષ થઈને પેથોભાઈને કહ્યું, " લે, આ બસો રૂપિયા! મગફળીનો ધંધો કર. પછી જો મજા!"

પેથોભાઈએ રૂ. બસોમાં ભક્તિ વેચી મારી. ધંધો તે જોરમાં ચાલ્યો. દિવસે દિવસે ધંધો વધતો ગયો. હવે તો પેથોભાઈના ઘેર ટંકશાળ પડી. ત્રણ માળનું મકાન બની ગયું પણ....પેલી ભક્તિમાં કાપ મુકાતો ગયો. ૬ કલાકના ૫, ૪, ૩, ૨, છેવટે ૧ જ કલાક થઈ ગયો. અને છેવટે નામનું દર્શન જ રહ્યું. વળી એક દી જક્ષરાજ પ્રગટયા. પૂછ્યું. " આમ કેમ ?"

પેથોભાઈએ પેટછૂટી વાત કરી દીધી કે " હવે વેપારમાંથી સમય જ મળતો નથી. પૂજા શીદ કરું ?"

જક્ષે કહ્યું, " ભલે....હવે તારે ફરી પૂજા શરૂ થઈ જશે. ચિંતા ન કરીશ."

અને....બીજા જ દી'થી વેપારે વળતાં પાણી થયાં.... અંતે ધંધો સાફ થઈ ગયો. અને....ભક્તિના ઘડીઆળના કાંટા ફરવા લાગ્યા. ૧ કલાક, ૨, ૩, ૪, ૫,....પૂરા ૬ કલાક.



## બધુંય પૈસે તોલાય છે!

આજે અદાલતમાં ત્રણ મુકદ્દમા રજુ થયા હતા. જેનો વાર્તાલાપ નીચે મુજબ હતો. તરત ફેંસલો આપવામાં આવ્યો હતો.

**મુકદ્દમો પહેલો :**

[૧] ફરીઆદી : સાહેબ! મારી પરણેતરને આ માણસ ભગાડી ગયો છે.

જજ : તે નુકસાની પેટે તું શું ઇચ્છે છે?

ફરીઆદી : સાહેબ! દસ હજાર રૂપીઆ.

જજ : જાઓ. નુકસાની પેટે આ રકમ મંજૂર કરવામાં આવે છે!

**મુકદ્દમો બીજો :**

[૨] ફરીઆદી : સાહેબ! મિલના સંચાની ગરબડના કારણે મારો હાથ કપાઈ ગયો છે. મને નુકસાની પેટે રકમ મળવી જોઈએ.

જજ : તું શું ઇચ્છે છે?

ફરીઆદી : સાહેબ! બાર હજાર રૂપીઆ.

જજ : જાઓ! મંજૂર કરી દેવામાં આવે છે.

**મુકદ્દમો ત્રીજો :**

[૩] ફરીઆદી : સાહેબ! ફલાણા માણસે ભરબજારમાં મને ખાસડું મારીને મારી ઇજ્જત બગાડી છે એની મને નુકસાની અપાવો. રૂપિયા પાંચ હજાર.

જજ : જાઓ! પૂરી રકમ મંજૂર કરવામાં આવે છે!

હાય! પત્ની, હાથ અને ઇજ્જત ત્રણે ય પૈસાથી તોલાય છે! કેવો જમાનો આવ્યો છે!

❊

## બિચારો છેલ્લે હારી ગયો!

એ હતો ધર્માત્મા. આખું ય જીવન ધર્મક્રિયામય પસાર કર્યું. કયી ધર્મક્રિયા એ ન કરતો? એ જ પ્રશ્ન હતો.

એ વૃદ્ધ થયો. મરણપથારીએ પડયો. સ્વજનોની આવન-જાવન વધતી ચાલી.

એક દિવસ એનો બાળપણનો સાથીદાર મિત્ર આવ્યો. એ ડોકટર હતો. નવા જમાનાના રંગે પૂરો રંગાયો હતો. એણે ધીરે રહીને 'કોડલીવર' (માછલીનું તેલ) લેવાની સલાહ આપી.

આ સાંભળતાં જ પેલો ધર્માત્મા છળી ઊઠીને બોલ્યો, "એ તો કદી નહિ બને. અભક્ષ્ય લઈને મારી કાયાને હું કદી નહિ અભડાવું. એ કરતાં મોતને ભેટવું શું ખોટું?"

પણ રોજની એકની એક વાત આગ્રહપૂર્વક કરતો એ ડોકટર એક દિવસ ફાવ્યો. પાપ કરીને પ્રાયશ્ચિત્ત કરી લેવાની વાત એણે આબાદ ગળે ઉતારી. અને બીજે દિવસે થોડુંક માછલીનું તેલ પાયું.

હજી પાંચ જ મિનિટ થઈ ન થઈ; ત્યાં તો ધર્મા-ત્માનો દેહ ઢળી પડયો!

જો જીવનમાં મરવાનું એક જ વાર હોય તો શા માટે મોતથી ડરીને સત્ત્વહીન બનવું? અને ધર્મ ખોઈ નાખવો?



## કાંકરી ઘડાને ફોડી નાંખે

ધોળકાના મહામન્ત્રી વસ્તુપાળ. એમની પડોશમાં જ એક ડોશીમા રહે. માજી ખૂબ ભલાં–ભોળાં; એટલે વસ્તુપાળ એમની ઘણી ગમ્મત કરે.

એક વાર તો અકળાઇને માજીએ વસ્તુપાળને કહ્યું, "ભાઈલા! હવે ઘણું થયું. દરેક વસ્તુની મર્યાદા હોય છે હોં!"

પણ તો ય વસ્તુપાળે માજીની ગમ્મત ન છોડી. હવે માજીએ મનમાં ગાંઠ વાળી લીધી કે વસ્તુપાળને બરોબર બોધપાઠ શીખવી દેવો. માજી એવી કોઈ ઉત્તમ તકની રાહ જોવા લાગ્યાં.

એક દિવસ વસ્તુપાળે કોઈ ધર્મપ્રસંગને કારણે આખા ગામને આઠ દિવસનું જમણ આપવાની જાહેરાત કરી. પેલાં ડોશીએ આ તક ઝડપી લીધી. રાત ને દી ડોશીમા આખા ગામમાં ભટકવા લાગ્યાં અને સહુને એક જ વાત કહેવા લાગ્યાં કે, "વસ્તુપાળના જમણમાં જવાય જ નહિ કેમ કે એ તો વિધવાનો દીકરો છે."

આ વાત સાંભળીને ગામના અનેક લોકો મુંઝાયા.

એક બાજુ વસ્તુપાળનું ભાવભર્યું આમન્ત્રણ અને બીજી બાજુ ડોશીનું તીખું તમતમતું તોફાની વિધાન.

અને....ભજનમાં ભંગ પડ્યો જ.

અનેક લોકો જમણમાં ન ગયા. જે ગયા તે દસા કહેવાયા; ન ગયા તે વીસા ગણાયા.



## જેવા સાથે તેવા

મહાભારતના યુદ્ધમાં એક દી કર્ણે પાંડવોને રાડ ચડાવી દીધી. કર્ણની બાણવર્ષાએ અર્જુનને પણ 'ત્રાહિ મામ્' પોકરાવી દીધી.

વિજયનું પલ્લું કૌરવોની તરફેણમાં નમતું હતું ત્યાં જ કર્ણના રથનું પૈડું પોચીદી ભૂમિમાં ખોટવાયું.

કર્ણના સારથિ બન્યા'તા રાજા શુદ્ર. પૈડું તત્કાળ બહાર કાઢવા કર્ણે તેમને વિનંતિ કરી. પણ રાજા શુદ્રને કુલાભિમાન નડ્યું. સારથિપુત્ર કર્ણની વાત શુદ્રને શેની માનવાની ?

અંતે નિઃશસ્ત્ર બનીને કર્ણ જાતે રથમાંથી ઊતર્યા અને પૈડું ખેંચવા લાગ્યા. અર્જુનને હાકલ કરીને કર્ણે જણાવ્યું "હમણાં બાણવર્ષા બંધ કર; કેમકે યુદ્ધની નીતિ છે, કે 'નિઃશસ્ત્ર ઉપર શસ્ત્ર ઉગામાય નહિ." નિખાલસ અર્જુને તરત બાણવર્ષા બંધ કરી.

આ જાણીને અર્જુનના સારથિ બનેલા શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું. "પાર્થ ! આ શું ? જે માણસે આજ સુધી ન્યાય–નીતિનો વિચાર કર્યો નથી એની સાથે વળી ન્યાય–નીતિ શેનાં? એ તો જેવા સાથે તેવા થવું જ પડે. અર્જુન ! ભોળો થા મા ! ઉઠાવ કામઠું અને ચડાવ બાણ !"

અને શ્રીકૃષ્ણના આદેશને અર્જુને માથે ચડાવ્યો. આફતમાં ફસાયેલા કર્ણનો બાણોની વર્ષાએ ભોગ લઈ લીધો.



## પડયો કોણ ? જે ચડયો તે જ.

એક દિવસ પરમાત્મા મહાવીરદેવે પોતાના શિષ્ય ઇન્દ્રભૂતિ ગૌતમ ગણધરને કહ્યું, "હાલિક ખેડૂતને તમે પ્રતિબોધ કરો; અને ધર્મ પમાડો."

પ્રભુની આજ્ઞા લઈને ઇન્દ્રભૂતિજી હાલિકના ગામે પહોંચી ગયા. ઇન્દ્રભૂતિજીએ સંસારની અસારતાનું એવું ભાન કરાવી દીધું કે ત્યાં જ તે ખેડૂતે સર્વસંગના ત્યાગી શ્રમણનો વેશ સ્વીકાર્યો. ત્યાર બાદ ઇન્દ્રભૂતિજીની સાથે ચાલવા લાગ્યો. રસ્તે ચાલતાં પરમાત્મા મહાવીરદેવના લોકોત્તર સ્વરૂપને સાંભળતાં તે સમ્યક્ત્વ પામ્યો.

પણ આ શું ?.... જેવા એણે તીર્થંકરદેવ મહાવીર-પ્રભુને જોયા કે જાણે ભડકેલા ઘોડાની જેમ તે છળ્યો. ત્યાં જ શ્રમણનો વેષ ઉતારીને ભાગ્યો. આ જોઈને ઇન્દ્રભૂતિજી આદિ સહુ ચકિત થઇ ગયા. પરમાત્માને આ રહસ્ય ઉકેલવા વિનંતિ કરી.

પ્રભુજીએ કહ્યું, "ઇન્દ્રભૂતિ! તમારા નિમિત્તને પામીને એ સમ્યક્ત્વ પામ્યો. આથી જ મેં તમને તેની પાસે મોકલ્યા હતા. પણ પૂર્વભવના મારી ઉપરના વૈરના કારણે તે ખેડૂત મને જોઈને રોષે ભરાયો અને ભાગી છૂટયો.

"હશે! પણ....એક વાર જે ઉત્થાન થયું છે તે નિષ્ફળ જવાનું નથી."



## સ્યાદ્વાદીને કોઈ ન પહોંચે

"અરે, ભાઇ! આ સભામાં કોઇ જૈન વિદ્વાન તો નથી ને? જો ના હોય તો જ હું ભાષણ શરૂ કરીશ." ભાષણકારે સભાજનોને પૂછયું.

પાકી તપાસ પછી ભાષણ શરૂ થયું. તેમાં એક કથા આવી.

"એક ગામ હતું. ત્યાં નદી વહેતી હતી. બાજુમાં મોટો ચમત્કારિક વડલો હતો. એનાં ધરતી ઉપર પડતાં પાંદડાં ચાંદીનાં બની જતાં." ભાષણકારે કહ્યું, શ્રોતાઓ આશ્ચર્યચકિત બનીને સાંભળતાં હતાં. વડેરાઓ જીકારો દેતા હતા.

હવે વાત એમ બની હતી કે ભાષણ શરૂ થયા પછી થોડી જ વારમાં સ્યાદ્વાદના જાણકાર કોઇ જૈન વિદ્વાન સભામાં આવીને ગૂપચૂપ બેસી ગયા હતા. તેમણે તરત જ પ્રશ્ન કર્યો કે, "પણ....જે પાંદડા ધરતી કે નદીના પાણી ઉપર પણ નહિ; પરંતુ નદીના કિનારે જ પડતાં હશે તેનું શું થતું હશે?"

આ સાંભળતાં જ ભાષણકાર ચોંકી ઊઠીને બોલ્યા, "અલ્યા ! મારી સભામાં કોઈ સ્યાદ્વાદી આવી ભરાયો લાગે છે ! બસ....તો હવે હું મારું ભાષણ અહીં જ સમાપ્ત કરું છું."



## યુધિષ્ઠિર કેમ હારી ગયા ?

કહેવાય છે કે એક રાક્ષસને ભીમ ખૂબ સતાવતો હતો. આથી એ રાક્ષસ ભીમનું નામ પડતાં જ ક્યાંય ભાગી જતો. એના હાડેહાડમાં ભીમનો ફફડાટ વ્યાપી ગયો હતો. સ્વપ્નમાં ય જો ભીમ દેખાઈ જતો તો રાક્ષસ મોટી ચીસ પાડી ઊઠતો.

એક દિવસ રાક્ષસ મરી ગયો. એના હાડકામાંથી જુગાર રમવાનાં પાસાં બનાવવામાં આવ્યાં.

જ્યારે યુધિષ્ઠિર ઐતિહાસિક જુગાર રમ્યા ત્યારે આ જ પાસાંનો ઉપયોગ કરવામાં આવ્યો હતો.

જુગાર દાવ રમતાં યુધિષ્ઠિરની બાજુમાં ભીમ બેઠો હતો.

જેવાં પાસા નંખાય કે પગ ઉપર જોરથી થપાટ મારીને ભીમ બોલે. "એ...આ પડ્યા; પાસા પોબાર."

ભીમની આ ગર્જનામાંથી જ એ પાસામાં રહેલો રાક્ષસનો આત્મા ધ્રૂજી ઊઠતો અને તેથી પાસા ઊંધા પડી જતા. દરેક વખત આમ બન્યું અને યુધિષ્ઠિર, દ્રૌપદી સુદ્ધાંને ગુમાવી બેઠા. ઇતિહાસનો એ અજોડ જુગાર બની ગયો.

[આ અજૈન કથા છે; એની બીજી ચર્ચામાં ન ઊતરતાં આપણે એટલું જ સમજીએ કે ભયની અસર ખૂબ વ્યાપક અને ત્રાસજનક હોય છે.]



## માંદો પડે એ બીજો

મહાન વૈદરાજ લુકમાને વૈદકનાં કેટલાંક ઓજારો દુરસ્ત કરવા માટે પોતાના સેવકને લુહારને ત્યાં મોકલ્યો.

લુહારે કહ્યું કે, "૩૫ દીનાર આપવા પડશે."

લુકમાનનો સેવક પાછો ફર્યો. લુકમાનને વાત કરી. તેમણે ફરી પોતાના સેવકને લુહાર પાસે મોકલ્યો અને સંદેશો કહેવડાવ્યો કે, "મારી પાસેથી પૈસા ન લે; આવતી કાલે તું માંદો પડીશ ત્યારે તને પણ મારી જરૂર નહિ પડે?"

સંદેશો લુહારે સાંભળ્યો; અને તે હસી પડ્યો.

લુકમાનના સેવકને તેણે કહ્યું કે, "પાંત્રીસ દીનાર તો લઈશ જ. કામ કરાવવું હોય તો કરાવો. અને આ મારાં ત્રણ વાક્યો વૈદરાજ લુકમાનને કહેજે: (૧) અઠવાડિયામેં એક દફા. (૨) પંદ્રહ દિનમેં એક દફા (૩) માસમેં એક દફા."

લુકમાને આ વાક્યો સાંભળ્યાં. તે તરત જ બોલી ઊઠયો. "જેને આરોગ્યની કુંચી જ જડી ગઈ છે એ કદીય માંદો પડે જ શેનો? પછી તેને મારી પાસે આવવાની જરૂર પણ ક્યાં રહી? અઠવાડિઆમાં એક વાર જે લાંઘણ કરે; પંદર દિવસે એક વાર જે ઉપવાસ કરે અને માસમાં એક વાર જે અબ્રહ્મ આચરે."

તરત લુકમાને પાંત્રીસ દીનાર મોકલી આપ્યા. લુહારે કામ કરી આપ્યું.



## રામ રાખે તેને...

વિજેતા મોગલ બાદશાહ નાદિરશાહે કાળો કેર વર્તાવી દીધો. પણ તોય...રજપૂત રાજવીઓએ એના સૈન્યનું જે નિકંદન કાઢ્યું એથી અંતે એને મળેલો વિજય પણ પરાજય કરતાં ય વસમો લાગ્યો.

આથી જ વૈર વાળવા એણે સેંકડો હિન્દુઓને જીવતા જલાવી નાંખ્યા, કેટલાંય મંદિરો ધારાશાયી કર્યાં અને હજારો મૂર્તિઓના કકડે કકડા કરી નાંખ્યા.

એ પછી પણ એનો વૈરાગ્નિ શાન્ત ન થતાં એણે હિન્દુઓના પ્રાણસમા ધર્મશાસ્ત્રોના ભંડારોને આગ લગાડી. જોતજોતામાં લાખો ગ્રન્થો બળીને ખાખ થઈ ગયા.

બધું ય રમણભમણ કરીને નાદિર પાછો ફર્યો.

લોકોએ આગ ઠારી. એક ભંડારમાં પ્રવેશ કર્યો. અમૂલ્ય ગ્રન્થોની રાખ જોઈને પ્રજાજનો ધ્રૂસકે ધ્રૂસકે રડી પડ્યા.

ભંડારના એક ખૂણામાં અર્ધા બળી ગયેલા ગ્રન્થના પોપડાથી દબાઈ જઈને ઉગરી ગયેલો એક ગ્રન્થ જોયો. તેને અકબંધ બહાર કાઢ્યો.

એ જ કુમારભૃત્ય. વૈદ્ય શિરોમણિ આચાર્ય જીવકની એ કૃતિ; બાળકોના વૈદકમાં એ સર્વોત્કૃષ્ટ ગ્રન્થ.

સહુની આંખે હર્ષનાં બે બૂંદ ધસી આવ્યાં.



## લક્ષ્મી અંધ બનાવે છે

એક હતો માણસ; ભારે કૃપણ. જોઇ લો, બીજો મમ્મણ શેઠ. કાયમ તેલ અને ચોખા જ ખાય; જોડા પણ વધુ ઘસાઈ ન જાય એટલે માથે મૂકીને જ ઘણું ખરું તો ફરે.

એક દી કોઇ સંતપુરુષને એ ભટકાયો. થોડો ધર્મોપદેશ સાંભળવાની ઇચ્છા વ્યક્ત કરી. સંતપુરુષ કરુણાર્ત્ત હતા. કૃપણનું જીવન જાણતા હતા. બોધની આ તક કેમ જવા દેવાય ?

તેમણે કહ્યું, "પેલી બારી પાસે જઈને ઊભા રહો. નીચે રસ્તા ઉપર કોણ દેખાય છે?"

કૃપણે બારીએ પાસે જઈને જોતાં કહ્યું, "સ્ત્રી–પુરુષો, ગરીબો, સહુ દેખાય છે."

પછી સંતે તેને બોલાવીને અરીસા સામે ઊભા રાખીને પૂછ્યું, "હવે આમાં કોણ દેખાય છે?"

ઉત્તર મળ્યો: કોઈ જ નહિ; સિવાય મારી જાત.

સંતે કહ્યું. "આ ભેદ પડવાનું કારણ શું? પેલા કાચને ચાંદી ચડાવાઈ ન હતી. આ અરીસાના કાચે ચાંદી ચડી છે! સમજાયું? જ્યાં ધનની ગરમી ત્યાં બીજાને જોવાનું બંધ.



## ધર્માદાની રકમ ગમે ત્યાં ન વપરાય

ગાંધીજીનાં પત્ની કસ્તૂરબાનો દેહવિલય થયા બાદ તેમના સ્મરણમાં 'કસ્તૂરબા સ્મારક ફંડ' કરવામાં આવ્યું. લાખો રૂપીઆ એકઠા થઇ ગયા.

એ પછી થોડા જ સમયમાં ભારતના એક વિભાગમાં ભયાનક દુષ્કાળ પડયો; કેટલાક બુદ્ધિજીવીઓની નજર 'કસ્તૂરબા સ્મારક ફંડ' ઉપર પડી. તેમણે વગદાર માણસોનું ડેપ્યુટેશન તૈયાર કરીને ગાંધીજી પાસે મોકલ્યું.

સન્માન–વિધિ પત્યા પછી તેમણે ગાંધીજીને જણાવ્યું કે, "જ્યારે દેશના એક વિભાગની પ્રજા દુષ્કાળના ભયંકર ખપ્પરમાં ટપોટપ હોમાઇ રહી છે ત્યારે 'કસ્તૂરબા ફંડ'નાં નાણાં આપ તેમાં આપી દો એવી અમારી ભાવના છે."

એક પળનો ય વિલંબ કર્યા વિના ગાંધીજીએ કહ્યું, "એ કદી નહિ બની શકે. કસ્તૂરબા ફંડમાં લોકોએ જે હેતુથી નાણાં આપ્યાં છે એ જ હેતુમાં વપરાવવાં જોઇએ. અન્યથા દાતાઓનો વિશ્વાસઘાત કર્યો ગણાય. માટે એ વાત પડતી મૂકો. હા....હું તમને દુષ્કાળ માટે બીજાં નાણાં જરૂર એકઠાં કરી સગવડ કરી આપીશ. અને....ટૂંક સમયમાં ગાંધીજીએ બીજી સગવડ કરી પણ આપી

[ ધર્માદાની રકમો દુષ્કાળ, સ્કૂલ, કોલેજ કે હોસ્પિટલ વગેરેમાં વાપરી નાંખવાની આડેધડ હિમાયત કરતા બુદ્ધિજીવીઓ આ પ્રસંગમાંથી થોડોક પાઠ શીખે તો સારું. ]



## ઉત્તમ નિતિમત્તા

મન્ત્રીશ્વર વિમળ આબુના પહાડ ઉપર જિનમંદિરનું નિર્માણ કરવા ઇચ્છતા હતા. આબુના પહાડ ઉપરની સોકાની જમીન લેવા માટે તેમણે પ્રયત્નો શરૂ કર્યા. તે ધારત તો રાજસત્તાનો ઉપયોગ કરીને જમીન મેળવી લેત, પણ તે આપખુદી તેમને માન્ય ન હતી.

તેમણે બ્રાહ્મણોને એકઠા કરીને તેમની માલિકીની તે જમીન માંગી. ઘણી વિચારણાના અંતે બ્રાહ્મણોએ એક દરખાસ્ત મૂકી કે જેટલી જમીન જોઈતી હોય તેટલી જમીન ઉપર પાથરીને સોનામહોરો આપવી.

વિમળ મન્ત્રીએ તરત જ એ દરખાસ્ત વધાવી લીધી. સોનામહોરોના કોથળાઓ ભરાઈને આવ્યા. જમીન ઉપર પાથરવાનું શરૂ કરવામાં આવ્યું તે જ વખતે મન્ત્રી વિમળને એક વિચાર આવ્યો. કે " આ તો હું અનીતિ કરી રહ્યો છું. સુવર્ણમહોર ગોળાકાર છે એટલે જમીન ઉપર પાથરતાં થોડીક થોડીક પણ જગા સોનામહોર વિનાની રહેશે જ. આટલી જગા આવી અનીતિથી કેમ લેવાય ? તરત જ તેમણે તે સોનામહોર રાજના ભંડારમાં પાછી મોકલી અને ખાસ નવી ચોરસ સોનામહોરો તૈયાર કરાવીને પથરાવીને જરૂરી જમીનની ખરીદી થઈ ગઈ.

એક મહોરના પચીસ રૂ. ગણાય તો પણ ૪,૫૩,૬૦,૦૦૦ રૂ. માત્ર જમીન ખરીદવામાં થયા.



# મુનિજીવનની ખુમારી

બાદશાહ જહાંગીરના જીવનની આ વાત છે. તે જૈન સાધુઓના પણ સત્સંગમાં રહેતો. એમાં એક સાધુ હતા; પન્યાસ સિદ્ધિચન્દ્રજી.

યૌવન અને તપોમય જીવનનું તેજ એમની સમગ્ર કાયામાં ઝુમી ઊઠયું હતું.

એક શાહજાદી એમના તરફ આકર્ષિત થઈ. એમની જ સાથે નિકાહ કરવાની એણે માતપિતા પાસે જીદ લીધી. બાદશાહ જહાંગીરે સિદ્ધિચન્દ્રજીને એક દિવસ વાતવાતમાં કહ્યું, "શા માટે આવી ખુબસૂરત કાયાને કઠોર મુનિજીવન દ્વારા બરબાદ કરો છો? કોઇ જીવનસંગાથિની ન મળતી હોય તો તેની ચિંતા ન કરો, હું તમને મેળવી આપીશ."

બેગમ નરજહાંએ પણ બાદશાહની વાતમાં મત્ત માર્યું.

મુનિવરે હસી પડીને જવાબ આપ્યો; "મારા અસીમ ઉપકારી ગુરુદેવે આપેલા મુનિજીવનની જે મસ્તી હું અનુભવું છું તેનું વર્ણન પણ કરવાને અસમર્થ છું. કાદવમાં આળોટવા જેવી ગંદી અને બાલિશ રમતની વાત પણ તમારે મને કદી કરવી નહિ.

આવા અણધાર્યા ધડાકાએ બાદશાહ ઉશ્કેરાયો. મુનિને દેશનિકાલની ધમકી આપી. બીજા જ દિવસે સવારે મુનિવર આપમેળે આગ્રાથી માલપુરા પધારી ગયા. શાહજાદી હાથ ઘસતી રહી ગઈ.

મુનિ તરસ્યો મરે; પણ અનાચારની પરબનાં પાણી તો કદી ન પીએ.



## દાનવીર જગડૂશાહ

જૈનાચાર્ય શ્રી પરમદેવસૂરિજીના પરમ ભક્ત હતા; દાનવીર જગડૂશાહ.

પોતાના જ્ઞાનબળથી આચાર્યશ્રીએ જગડૂશાહને કહ્યું હતું કે, "વિ. સં. ૧૩૧૩, ૧૩૧૪ અને ૧૩૧૫ની સાલમાં ત્રિવર્ષી દુષ્કાળ પડશે. જે અતિ ભયંકર દુષ્કાળ હશે માટે એક સુખી જૈન તરીકે નાતજાતના ભેદભાવ વિના સહુની રક્ષા માટે જે કાંઈ યોગ્ય લાગે તે અત્યારે જ કરી લેવું.

અને.... જગડૂશાહે અઢળક અનાજ એકઠું કરી લીધું. એ કપરો કાળ આવી ગયો. જગડૂએ અનાજના ભંડારો ખૂલ્લા મૂકી દીધા; કશા ય ભેદભાવ વિના. અનેક રાજાઓ પણ પોતાની રૈયતને માટે અનાજ લેવા જગડૂશાહ પાસે આવ્યા.

ગરીબ પ્રજાના મોંમાં જ એ બધું અનાજ પહોંચાડવાની શરત કરીને જગડૂએ રાજાઓને પણ પુષ્કળ અનાજ આપ્યું.

તે સિવાય ૧૧૨ દાનશાળાએ ખૂલ્લી મૂકી. બધું મળીને આઠ અબજ, સાડા છ ક્રોડ મણ અનાજનું વિના મૂલ્યે દાન કર્યું.

જ્યારે જગડૂશાહ મૃત્યુ પામ્યા ત્યારે તેના માનમાં દિલ્હીના બાદશાહે માથેથી મુગટ ઊતાર્યો હતો; સિંધપતિએ એ દિવસ અન્ન ત્યાગ્યું; રાજા અર્જુનદેવ ખૂબ રડયા હતા.



## બનતાં સુધી દવા ન ખાઓ

વૈદકના જાણકાર લુકમાનને ચોમેર વિખ્યાત બનેલા ભારતીય વૈદ્યોની પરીક્ષા કરવી હતી એણે જીવક નામના વૈદરાજ પાસે પોતાના વિદ્યાર્થીને મોકલ્યો. એને એટલું કહી રાખ્યું કે, "જે દિવસે જીવક વૈદને તારે મળવાનું હોય તેની પૂર્વરાત્રિએ તારે આંબલીના ઝાડ નીચે સૂઈ રહેવું."

શિષ્યે તેમ જ કર્યું. આથી તેને ગુડામાં વાનો સખત દુખાવો ઉપડી ગયો.

સવારે તે જીવક પાસે ગયો ઔચિત્યવિધિ પૂર્ણ થયા બાદ જીવક વૈદે આગમનનું પ્રયોજન પૂછ્યું. આગન્તુકે સઘળી વાત કરીને ગુરુ–લુકમાને આપેલી છેલ્લી સૂચના – આંબલીના ઝાડ નીચે સૂવાની–જણાવી.

આ ઉપરથી ચકોર જીવક સમજી ગયા કે આંબલીના ઝાડ નીચે સૂઈને હેતુપૂર્વક વાનો દુખાવો ઊભો કરવામાં આવ્યો છે. આની પાછળ મારી કસોટી કેમ થતી ન હોય? ખેર... હું પણ ઝાડથી ઊભો થયેલો રોગ ઝાડથી જ દૂર કરું. વાત વાતમાં ઔષધ પણ ન જ દેવાય."

જીવકે કહ્યું, "ભલે.... આગન્તુક! તું તારા દેશ પાછા ફરતાં જેટલી રાત્રિઓ પસાર કરે તે બધી રાત લીમડાના ઝાડ નીચે સૂઈ જવાનું રાખજે."

આગન્તુકે તેમજ કર્યું. વાનો દુખાવો નષ્ટ થઇ ગયો.

જ્યારે આ વાત લુકમાને જાણી ત્યારે હિન્દુસ્તાનના વૈદ્યો તરફ તેનું શિર ઝૂકી ગયું.



## ભોળી ભક્તા

એક બાઈ હતી; ભારે ભોળી; પણ ધર્મમાં પાકી શ્રદ્ધાળુ. કોઇ સ્વામીજીનું ધર્મપ્રવચન સાંભળ્યા પછી તેણે ગણવા માટે મન્ત્ર માંગ્યો. સ્વામીજીએ તેને મન્ત્ર આપ્યો. 'ઓમ્ નમો ભગવતે વાસુદેવાય.'

મન્ત્રની ધારણા કરીને બાઈ ઘરે ગઈ. આજે એના આનંદનો સુમાર ન હતો, કેમકે તેને ગુરુએ મન્ત્ર આપ્યો હતો.

ઘરનું કામકાજ પતાવીને શુદ્ધ વસ્ત્રો પહેરીને મન્ત્ર-જપ કરવા તે બેઠી.

જયાં મન્ત્ર બોલવા જાય છે. ત્યાં જ તેને એક વિચાર આવી ગયો અને થોડીવાર સુધી તે અસ્વસ્થ બની ગઈ.

વાત એમ હતી કે તેના પતિનું નામ પણ વાસુદેવ હતું. મન્ત્રમાં ય 'વાસુદેવ' શબ્દ આવતો હતો. એને લાગ્યું કે પતિનું નામ તો કોઇ પણ રૂપે ન લેવાય.

હવે શું કરવું? થોડી જ વારમાં એ ભોળી બાઇએ નિર્ણય લઇ લીધો અને જપ શરૂ કરી દીધો. પણ હવે જપનો પાઠ આ પ્રમાણે હતો: 'ઓમ્ નમો ભગવતે બબલાના બાપાય.'

[ સબૂર ! આવી બૌદ્ધિક જડતાને કોઇ વખોડશો નહિ. ધર્મસિદ્ધિમાં રૂકાવટ તો ઊભી કરે છે, હૃદયની વક્રતા જ.]



## પ્રભાવથી ધમધમતું આર્યક્ષેત્ર

મૈસુરનું એક જંગલ વટાવતાં તળાવ પાસે વિશ્રામ લેતા શંકરાચાર્યે ધગધગતી લીસી રેતમાં લપસ્યા કરતી ભયભીત દેડકીને જોઇ.

શંકરે તેને ઉપાડીને તળાવમાં મૂકી દેવાનું વિચારીને જ્યાં તે દિશામાં ડગ માંડયો ત્યાં એક સાપ ધસી આવ્યો અને દેડકી ઉપર ફેણ કરીને છાંયડો બનાવીને તે ત્યાં જ સંધ્યા થતાં સુધી ઊભો રહ્યો.

શંકર સ્તબ્ધ થઇ ગયા. દેડકીનો કોળીઓ જ કરી જવાનો સ્વભાવ ધરાવતા સાપે તેની રક્ષા કેમ કરી?" શંકરને કેમે ય આ ન સમજાયું.

થોડી વારમાં ત્યાં કોઇ ઋષિ પધાર્યા. શંકરે તેમને સઘળી બીના કહી એટલે ઋષિએ કહ્યું, "એમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. અહીં શૃંગેરી ઋષિનો તપોવન હતો. વર્ષો સુધી આ તપોવનમાં ધર્મધ્યાન થયા છે તેથી

આ આખું ય ક્ષેત્ર અહિંસાના પ્રભાવથી પ્રતિષ્ઠિત થઈ ગયું છે. આથી જ વૈરીના વૈરનું પણ અહીં વિસર્જન થાય છે.

આ સાંભળીને શંકરે ભવિષ્યમાં એ જ સ્થાને શૃંગી-મઠની સ્થાપના કરી.

સ્વભાવને પ્રગટ કરવા કોઈના પ્રભાવ નીચે આવ્યા વિના કદી કોઈને ચાલવાનું નથી.



## નારી-ગૌરવ અને હિટલર

સત્તાનાં સઘળાં સૂત્રો હાથમાં લેતાં જ હિટલરે જે સ્ત્રીઓ નોકરી વગેરે કરતી હતી તેને ઘરે બેસી જવાનો હુકમ કર્યો. એ વખતે કોઈ નગરના ઉપનગરપતિનું સ્થાન ધરાવતી એક શિક્ષિત સ્ત્રીએ હિટલર પાસે પહોંચી જઈને નીડર ભાષામાં આ હુકમ સામે પોતાનો સખત વિરોધ નોંધાવ્યો.

આખા નગરમાં તેણીએ નારી-સભાઓ કરી અને મુકરર કરેલા દિવસે નારીઓનું વિરાટ સરઘસ કાઢીને હિટલર પાસે પહોંચી, તેણે પોતાનો અવાજ ખૂબ નીડર અવાજે રજૂ કર્યો.

હસીને માયાળુતા સાથે હિટલરે તે સ્ત્રીને કહ્યું, 'ઓ બેન ! તારો આ આવેશ તદ્દન ગેરવાજબી છે. મોટા મર્દોની પણ મૂછના દોરાનાં પાણી ઊતરી જાય તેવી લશ્કરી કામગીરી તમામ જર્મન લોકોએ હવે બજાવવાની છે. આવા સમયે

મલમલનું એકાદ પડ દેહ ઉપર વીંટાળે તો મલમલ જ ન દેખાય, શાહુજાદીએ એકાદ–બે કે ત્રણ નહિ પણ સાત સાત વાર એ મલમલને પોતાના અંગ ઉપર વીંટી હતી.

છતાં ય અંગો અને ઉપાંગો દેખાતાં હતાં. ઔરંગઝેબે દીકરી તરફ જોયુ ન જોયું ત્યાં પોતાની આંખ ઝાટકો મારીને ખેંચી લીધી.

ચામર વીંઝતા અંગરક્ષકોને રાડ પાડીને ઔરંગઝેબે કહ્યું, "ઉસ લડકીકો ઇધરસે એકદમ લે જાઓ.... વો કોઇ કુ–જાત સ્ત્રી લગતી હય, ઉસકો તુરંત જલા દો."

પિતાનો પ્રકોપ જોઈને શાહુજાદી બધી વાત સમજી ગઇ, પછી વસ્ત્રો બદલીને પિતાજી પાસે આવીને ક્ષમા માંગી.



## કેવી કાતીલ ઇર્ષ્યા !

આખી જિંદગી એ કાપડીઆએ પોતાના પ્રતિસ્પર્ધી કાપડીઆનું અહિત કરવાના નિષ્ફળ પ્રયત્નો કર્યા. એનાથી પ્રતિસ્પર્ધીનો ઉત્કર્ષ ખમાતો ન હતો.

પોતાના નાનકડા મકાનની બાજુમાં જ પ્રતિસ્પર્ધીનો વિશાળ બંગલો ખડો હતો. એને જોઈ જોઈને દાઝે બળતો આ બેદિલ આદમી એક દી મરણ–પથારીએ પડયો.

દીકરાઓને બોલાવીને તેણે પોતાની છેલ્લી ભાવના જણાવી કે, "મારા મૃત્યુ બાદ મારા મડદાના કટકે કટકા કરી નાંખજો અને આપણી બાજુના બંગલાના કંપાઉન્ડમાં

મધરાતે દાટી દેજો. પછી પોલીસ ચોકીમાં ખબર આપજો કે, ‘અમારા પિતા બેપત્તા બન્યા છે. તેમનું ખૂન થયાની અમને શંકા છે.”

“દીકરાઓ! પછી તમે જ મારા શબના કટકા પોલીસને દેખાડી દેજો. બસ....પછી એ પ્રતિસ્પર્ધીને ફાંસીની સજા થઈ જશે. જીવતાં તો હું એને ન સતાવી શકયો. પણ મરીને ય તેને ખતમ કરીશ.”

આટલું બોલ્યા બાદ થોડી જ વારમાં એના પ્રાણ ચાલી ગયા.

સજ્જન દીકરાઓએ બાપની ઈર્ષ્યાની પરાકાષ્ટા જોઈને ઊંડો નિસાસો નાંખ્યો.



## પાત્રને જ દેવાય

સંસારથી વિરક્ત થઈને રાજા ભર્તૃહરિ હવે ભગવાં ધારણ કરવા માંગતા હતા. ગુરુને નકકી કર્યા અને પોતાને દીક્ષા આપવાની પ્રાર્થના કરી.

ભર્તૃહરિની પાત્રતાની કસોટી કરવા માટે ગુરુએ તેને કહ્યું, “જાઓ પેલા ઉકરડે; અને તેમાંથી કાપડના ફાટેલા-તૂટેલા લીરાં લઈ આવો.”

રાજા ભર્તૃહરિએ આદેશ માથે ચડાવ્યો. કેટલાક લીરા લાવીને ગુરુને આપ્યા.

બીજો આદેશ થયો કે હવે તેની લંગોટ બનાવીને પહેરી લો. બાકીનાં વસ્ત્રોનો ત્યાગ કરો.

તે આદેશનો પણ તરત અમલ કરવામાં આવ્યો.

વળી ગુરુએ આદેશ કર્યો કે હવે પિંગલાના દ્વારે જઈને ભિક્ષુકની અદાથી ઊભા રહો અને તેને કહો, "મૈયા ભિક્ષા દે."

ભર્તૃહરિ પિંગલા પાસે ગયા અને 'મૈયા ! ભિક્ષા દે !' કહીને ભિક્ષા યાચીને ગુરુની પાસે આવ્યા.

માન–અપમાનની અને તૃણ–મણિની સઘળી કસોટીમાંથી પસાર થઈ ગયેલા ભર્તૃહરિની સામે ગુરુએ પ્રસન્નતાભરી મીઠી નજર ફેંકીને જણાવ્યું કે, "તું સંન્યાસને પાત્ર છે. હવે તને મારા શિષ્ય તરીકે હું સ્વીકારું છું."

[ આજે તો ભાવના જ જોવાય છે; પાત્રતાની પરીક્ષા ભાગ્યે જ ક્યાંક થતી હશે. શું આથી જ મૂલ્યવાન તત્ત્વોનો નાશ નહિ થયો હોય ? ]



## બીજ બચાવો

દિલ્હીના તખ્ત ઉપર શાહજહાં નશીન થયો હતો. સર્વત્ર એની હાક વાગતી.

એક દિવસ એક બીના બની ગઈ. શાહજહાં સભા ભરીને બેઠો છે તે વખતે નગરના એક લહીઆએ ફરીઆદ કરી કે "તેની દીકરીને લશ્કરનો અમુક સૈનિક ઉઠાવી ગયો છે."

શાહજહાંએ તે સૈનિકને સભામાં બોલાવ્યો. તેણે કહ્યું, "જહાંપનાહ ! વો લડકી તો મેરી હી હૈ."

હવે શું થાય? એ છોકરી કોની દીકરી? લહીઆની કે સૈનિકની? એનો નિર્ણય શી રીતે કરવો?

શાહજહાંએ તે છોકરીને બોલાવી. સહી બનાવવાથી માંડીને ભારે કુશળતાપૂર્વક ખડીઆઓમાં ભરવાનું કામ એ તો લહીઆઓનું જ કામ!

એના ઘરનાં નાનાં દીકરા-દીકરીને ય એ તો આવડે જ. શાહાજહાંએ સહી અને ખડીઆ મંગાવ્યા. પેલી છોકરીને તે ભરવાનું કહ્યું. ધડાધડ સહી ભરવાની એની હથોટી જોઈને જ શાહજહાંએ ન્યાય આપી દીધો કે, "દીકરી લહીઆની છે!"

[આજે બીજને ભ્રષ્ટ કરાઈ રહ્યું છે. પછી ભણતરથી કેટલું આવડશે? જે બીજની આવડત છે તે ખતમ થયા બાદ ભણતરથી કદી ભરપાઈ થવાની નથી.]



## રકાબીની શી જરૂર?

એક વાર ચેંબરલીન ચા પીતા હતા. કેટલાક મિત્રો પણ તેમની સાથે સહભાગી બની રહ્યા હતા. અનેક વાતો ચાલતી હતી.

એવામાં એ અંગત મિત્રને ચેંબરલીનની બુદ્ધિમત્તાનો પરચો સહુને કરાવવાની ઇચ્છા થઈ. ધીરે રહીને ચાલુ વાત કાપી નાંખીને તેણે ચેંબરલીનને પૂછ્યું કે, "તમે કપથી જ ચા પીઓ તો કેમ? આ રકાબીની શી જરૂર?"

પ્રશ્નની વિચિત્રતાએ સહુને તેમાં રસ પેદા થયો. ચેંબરલીનનો જવાબ જાણવા એક સઘળા રાજદ્વારી મિત્રો ચોકન્ના થયા.

ચેંબરલીને કહ્યું, "બિરાદર! કપમાં ચા ગરમ ને ગરમ જ રહે; એને ઠંડી પાડવા માટે આ રકાબીની જરૂર છે."

"એટલે આપ શું કહેવાં માંગો છો?" મિત્રે પૂછ્યું.

ચેંબરલીને કહ્યું, "હું એમ કહેવા માંગું છું કે આપણી બે સભા છે: એક લોકસભા અને બીજી રાજસભા. આપણી યોજનાનો સખ્ત વિરોધ થાય તો યોજના પડી ભાંગે એટલે લોકસભાના ગરમાગરમ વિરોધને ઠંડો પાડી નાંખવા માટે આપણે રાજસભા રાખી છે.

લોકસભા એટલે કપ; અને રાજસભા એટલે રકાબી.

સહુ આ બૌદ્ધિક ઉત્તરે આનંદ પામ્યા.



## દેવી અનુપમા

છૂટ્ટે હાથે સહુને દાન દેતી અનુપમા દેવી—

સેનાધિપતિ તેજપાલનાં ધર્મપત્ની–ને ધોળકાની પ્રજા 'ષટ્દર્શન–માતા' કહેતી. સાસરે એનાં પગલાં જ સૌભાગ્યવંતાં નીવડ્યાં એની સલાહ હંમેશ આવકારદાયક બનતી.

એક દિવસની વાત છે. કોઈ યતિ એના ઘેર ભિક્ષા વહોરવા પધાર્યા. ઔદાર્યના ધોરણે એણે તો ભિક્ષાપાત્રને ઘીથી ભરી દીધું. આખું ય પાત્ર ચીકણું થઈ ગયું. યતિ

પાત્ર ઉપાડવા ગયા ત્યાં જ હાથમાંથી લપસી ગયું અને ઘી ઢોળાઇ ગયું. અનુપમાદેવીનાં વસ્ત્રો ઉપર પણ પડ્યું.

બાજુમાં જ ઊભા રહેલા તેજપાળને અનુપમાની આ ભક્તિ વિવેકશૂન્ય અને ઘેલછાભરી લાગી. આ રીતે યતિને સંકટમાં મૂક્યાથી તેજપાલને ક્રોધ આવી ગયો અને તેમણે અનુપમાને તાડૂકીને કહ્યું, "ભાન નથી રાખતી? આવી રીતે ભિક્ષા દેવાતી હશે?"

અનુપમાએ ઉત્તર વાળ્યો. "એમાં શીદને આટલા ઊકળી પડો છો? જો કોઇ ઘાંચીના ઘરે જન્મી હોત તો મારી શું દશા થાત? અહીં તો ગુરુદેવનું ઘી મારી ઉપર ઢોળાઈ ગયું છે ને? આવો ધન્ય અવસર તો ક્યારેક જ મળે."

અનુપમાના આ શબ્દો સાંભળીને તેજપાલ શાંત થઈ ગયા.



## કર્મસ્થાન; ધર્મસ્થાન બની ગયું

પાટણના રાજા સિદ્ધરાજ જયસિંહના એ સન્માનનીય મન્ત્રી હતા. એમનું નામ શાન્તનુ.

રાજકારણની રમતોના એ અત્યંત કુશળ અને સફળ ખેલાડી હતા. પણ છતાંય એમનું જીવન સરળ અને સુંદર હતું. તેઓ ધર્મચુસ્ત હતા.

એક વખત તેમણે ચોર્યાસી હજાર સોનામહોર ખર્ચીને પોતાના માટે રહેવાનું મકાન બનાવ્યું.

એક દિવસ પોતાના ઉપકારી ગુરુદેવ શ્રી વાદિદેવસૂરિજીને નવા મકાનમાં પગલાં કરવાની વિનંતિ કરી. જ્ઞાનબળથી કોઈ વિશિષ્ટ લાભ થવાનો જાણીને ગુરુદેવે એ વિનંતિનો સ્વીકાર કર્યો અને તેઓ ત્યાં પધાર્યા.

પણ મકાનમાં ગયા બાદ ગુરુદેવ તો સદંતર મૌન જ રહ્યા. શાન્તનુ મન્ત્રી વિચારમાં પડ્યા. સહવર્તી મુનિને ગુરુદેવના મૌનનું કારણ પૂછ્યું. તેમણે કહ્યું કે,

"તમારું આ મકાન તો પાપોનું ઘર જ કહેવાય ને! ગૃહસ્થ જીવન પાપો કર્યા વિના ક્યાં જીવી શકાય તેમ છે! આવા મકાનની ગુરુદેવ શી રીતે પ્રશંસા કરે? હા, જો તમે આ કર્મસ્થાનને ઉપાશ્રય બનાવી દો તો તમારા આ સુકૃતની ગુરુદેવ જરૂર અનુમોદના કરશે."

અને....એક જ ક્ષણમાં શાન્તનુ મન્ત્રીએ એ મકાનને 'ધર્મસ્થાન' તરીકે જાહેર કરી દીધું.

એ વખતે ગુરુદેવના મોં ઉપર પ્રસન્નતા ફરી વળી. અંતરના આશિષ સ્મિતના રૂપે બહાર આવી ગયા.



## આવા ગુરુ તો કોકને જ મળે

એક દિવસ પોતાના પ્રાણપ્રિય ગુરુદેવ પાસે ગૂર્જરેશ્વર કુમારપાળ ધર્મચર્ચા કરતા હતા. ગૂર્જરેશ્વરને કેટલાય વખતથી વિક્રમાદિત્ય વગેરેની જેમ પોતાને સંવત ચલાવવાની ઇચ્છા થતી હતી. આજે એ ભાવના ગુરુદેવ સમક્ષ રજૂ કરી.

ગુરુદેવે કહ્યું, "રાજન્ ! સમગ્ર દેશને જે માણસ ઋણ-મુક્ત કરે તેને જ પોતાનો સંવત ચલાવવાનો અધિકાર છે !"

'ગુરુજી ! તેમ કરવાને હું તૈયાર છું" કુમારે કહ્યું.

ગુરુદેવ બોલ્યા, "પણ ગૂજરેશ્વર ! શું તમે એ વાત નથી જાણતા કે ધન એ તો સર્વ અનર્થનું મૂળ છે ! આવા ધનના દાનથી પ્રજા સુખી થશે ? કે ત્રાહિ મામ્ પોકારી જશે !"

"તો મારે કરવું શું ?" ગૂર્જરેશ્વરે પૂછ્યું.

ગુરુજીએ કહ્યું, "કુમાર ! પ્રજાના નૈતિક અને આધ્યાત્મિક ધોરણને ઊંચું લાવો. સૌમાં માનવપ્રેમ, પ્રાણીમાત્ર પ્રત્યે મૈત્રી, અપરાધી તરફ ક્ષમા, ઔદાર્ય, ત્યાગ વગેરે ગુણો ફેલાવો. જો તમે આટલું કરશો તો સંવત્ ચલાવ્યા વિના પણ તમે અમર થઈ જશો. પ્રજાના હિતવર્ધક રાજાને કોણ ભૂલશે ?"

ગુરુદેવની વાત સાંભળીને કુમારપાળે અનોખી ધન્યતા અનુભવી.



## પુણ્ય તો આનું નામ

માંડવગઢના મન્ત્રીશ્વરનું સ્વપ્ન આજે સંપૂર્ણતઃ સિદ્ધ થયું હતું. દેવગિરિ નગરીમાં ક્રોડો સોનામહોરો ખર્ચીને ગગનચૂંબી જિનાલયનું નિર્માણ થયું. આજે તેમાં પરમાત્માની પ્રતિષ્ઠા થઈ. છેલ્લે....મન્ત્રીશ્વર પેથડ મંદિરના શિખર ઉપર ધજા ફરકાવવા સજ્જ બન્યા.

ધજા ફરકાવી. અને ગગનમાં ફરફર....ફરકતી એ ધજાને જોઈને પેથડનો મન-મોરલો નાચી ઊઠયો. રે ! એ સ્વયં ત્યાં જ નાચવા લાગ્યા !

વાંસડાઓના મંચ ઉપર મન મૂકીને, ભાન ભૂલીને નાચતા પેથડને નીચેથી ગુરૂદેવે જોયા. એમને થયું, " અરે આ ભાવાવેશમાં જ મન્ત્રી પેથડ પગ ચૂકે અને નીચે પટકાય તો ? "

તરત જ બે મુનિવરોને ઉપર મોકલ્યા. અને મન્ત્રીશ્વરને આ પુણ્યવંતા ભાવાવેશમાંથી મુક્ત કરવાનું સૂચન કર્યું.

બે ય મુનિવરો ઉપર ચડયા. આનંદવિભોર બનેલા મન્ત્રી પેથડના બે ય હાથ ઝાલી લીધા અને એમને સંભવિત પરિસ્થિતિનો ખ્યાલ આપ્યો.

સ્વસ્થ બનેલા મન્ત્રીશ્વરે કહ્યું, " ગુર્વાજ્ઞા પ્રમાણ છે. બાકી નીચે પડત તો ય મારે તો ઊંચે જવાનું થાત ને ? અહો ! અહો ! ત્રણ લોકના નાથની ગગને લહરતી ધજાના દર્શનનો આ આનંદ ફરી ક્યારે મારા ઉરમાં ઊછળશે ? "

[ પુણ્યકાર્ય કરીને પસ્તાનારાઓએ આ પ્રસંગ ખૂબ વિચારવા જેવો છે. ]



## આદ્યબ્રસ્થળી ! આપણો અભિશાપ

[ રૂપક કથા ]

કુહાડીનાં ચમકદાર પાનાં જોઈને વૃક્ષની બધી ડાળીઓ ધ્રૂજવા લાગી.” હાય ! આ તો સાક્ષાત્ યમરાજ ! હવે આપણે બધાં મરી જઈશું.”

ડાળીઓની મરણાન્ત ચીસો સાંભળીને વૃક્ષ બોલ્યું, “તમે શીદને ચિંતા કરો ! એ પાનાં ગમે તેટલાં તીક્ષ્ણ હોય અને ચમકતાં હોય પણ તેઓ આપણો નાશ કદી કરી શકે તેમ નથી. હા....જો આપણામાંથી જ કોઈ ફૂટી જાય તો આખી વાત વણસી જાય. એ સિવાય તો ત્રિકાળમાં તે પાનાં આપણને કશું ય કરી શકે તેમ નથી.”

આ વાત સાંભળીને બધી ડાળીઓ અને બધાં થડોને ધરપત મળી.

પણ આ શું ? કુહાડીના ઘણાં પાનાંમાંથી એક પાનો ખૂબ રોવા લાગ્યો. એના પ્રત્યે એક ડાળીને કરુણા આવી ગઈ અને એણે પોતાની જાત તેને સોંપી દીધી !

અને બીજે જ દિવસે ધડાધડ એ હાથાવાળી કુહાડી ડાળીઓ ઉપર તૂટી પડી. આખું ય વૃક્ષ ખતમ થઈ ગયું.

[ આપણો નાશ આપણા જ હાથે થવાનો. ઘર ઘરમાં અમીચંદો જાગ્યા છે. 'સ્વાર્થ' સિવાય કોઈ વાત રહી નથી ! આથી જ એમ કહી શકાય કે 'યાદવાસ્થળી'ના દિવસો હવે ઝાઝા દૂર નહિ હોય ! ]



## સાધર્મિક ભક્તિ

શાકંભરીના ગરીબ આદમી ધનાશાહે પોતાની ધર્મપત્ની પાસે ખાદી કંતાવીને તેનું વસ્ત્ર તૈયાર કર્યું. પોતાના ઉપકારી ગુરુદેવ શ્રીહેમચન્દ્રસૂરિજીને સમર્પિત કર્યું.

પાટણના નગરપ્રવેશ વખતે એ જાડું-લટ્ઠ વસ્ત્ર ગુરુદેવે પહેર્યું. ગૂર્જરેશ્વર કુમારપાળ એમના દેહ ઉપર આવું વસ્ત્ર જોઈને ત્રાસી ગયો. એ વસ્ત્ર ઊતારી નાંખવાની એણે વિનંતિ કરી.

ગુરુદેવે કહ્યું, "ગૂર્જરેશ્વર ! તારા દેશમાં એવા ય નિર્ધનો વસતા હશે ત્યારે જ મને આવું વસ્ત્ર મળ્યું હશે ને ? તારે શરમાવા જેવું તો એ છે કે તું તારા રાજની જનતાના સુખદુઃખની ઝાઝી ચિંતા કરતો નથી."

આ શબ્દો સાંભળીને ગૂર્જરેશ્વરનું મુખ શરમથી નમી ગયું. તે જ વખતે તેમણે પ્રતિજ્ઞા કરી કે દર વર્ષે એક ક્રોડ સોનામહોરો સાધર્મિક ભક્તિમાં વાપરવી.

આ કાર્ય આભડ શેઠને સોંપ્યું. વર્ષ પૂરું થતાં કુમારપાળે શેઠને બોલાવીને કહ્યું, "મારા કોષમાંથી એક ક્રોડ સોનામહોર લઈ લો.

શેઠે કહ્યું, "આ વર્ષનો આ લાભ મને જ લેવા દો."

ગૂર્જરેશ્વર બોલ્યા, "શેઠ! હવે કદી આવું બોલશો નહિ. નહિ તો ગૂર્જરેશ્વરમાં કૃપણતા આવી જશે."

અને....એ રકમ શેઠને આપી દેવામાં આવી.



## શત્રુઓના હૈયે કેવી અમીરાત!

ભાવનગરના ઠાકોર; બાપુ વજેસંગ.

બાળકુંવર દાદભાનું અકાળ મૃત્યુ થઈ ગયું. ચારે બાજુ સોપો પડી ગયો.

ભાવનગર સ્ટેટ સામે જંગે ચડેલા બહારવટીઆ જોગીદાસ ખુમાણને આ સમાચાર મળ્યા. તરત જ પોતાના સાથીતો સાથે ખુમાણ ખરખરામાં જઇ ચડયો.

સહુ મોં વાળીને રડતા હતા. સહુને આશ્વાસન દેતાં દેતાં બાપુ વજેસંગ આગળ વધતા હતા.

તેટલામાં તેઓ ખુમાણની પાસે આવી ગયા. મોં વાળીને રડતા જોગીદાસને અવાજ ઉપરથી પકડી પાડીને બાપુ વજેસંગ બોલ્યા, "ખમા કરો, ખુમાણ! હવે બહુ થયું."

ખુમાણનું નામ સાંભળતાં જ ઉપસ્થિત સહુ ધ્રૂજી ઊઠયા. કોઇએ સમશેર ઉપર હાથ મૂકયો.

જોગીદાસે ફાળિયું દૂર કરી દીધું. પ્રગટ થઇ જઇને ઊભો થઈ ગયો. બાપુને કહ્યું, "ભલો, વરત્યો રાજ!"

ચારે બાજુથી "જોગીદાસ ! બહારવટીઓ ! પકડો !" અવાજો નીકળવા લાગ્યા.

બાપુએ કહ્યું, "બીશો નહિ જોગીદાસ!"

જોગીદાસે કહ્યું, "બાપુ ! બીતો હોત તો આવત જ શું કરવા ?"

આમ કહીને સ્વસ્થ પગલે ખુમાણ પોતાના સાથીતો સાથે ત્યાંથી ચાલ્યો ગયો.



## નકલનું વધુ આકર્ષણ

કોઇ બાવાજીના આશ્રમ પાસે એક નટખટીઆ માણસે ગધેડાની જેમ ભૂંકવાનું શરૂ કર્યું. રોજ સવારે નિશ્ચિત સમયે એ ભૂંકતો. આથી સેંકડો માણસોની ઠઠ જામવા લાગી. લોકો તેની આ કળા ઉપર આફ્રીન પોકારીને દાન પણ દેવા લાગ્યા.

આશ્રમના બાવાજીએ વિચાર કર્યો કે, મારા શિષ્યોને બોધપાઠ આપવા માટે આ એક સુંદર તક હાથમાં આવી છે.

બીજે દી બાવાજી સાચા ગધેડાને લઇ આવ્યા. આશ્રમના દ્વારે બાંધીને તેને મારવા લાગ્યા. એટલે ગધેડો જોરથી ભૂંકવા લાગ્યો. લોકો દોડી આવ્યા પણ જ્યારે તેમને ખબર પડી કે આ તો અસલી ગધેડો જ ભૂંકે છે ત્યારે તેમાં કશી વિશેષતા નહિ જોતાં પાછા ફરવા લાગ્યા. બીજે દી તો કોઈ જ ન આવ્યું.

શિષ્યોને એકઠા કરીને બાવાજીએ કહ્યું. "જુઓ જગતના મિજાજને! એને નકલમાં આકર્ષણ દેખાય છે. અસલનું કોઈ આકર્ષણ જણાતું નથી.

આ ઉપરથી સમજી રાખજો કે જ્યાં નકલ હશે ત્યાં જ લોકોનાં ટોળેટોળાં ઉમટશે.

પણ તેથી 'અસલ'ની કિંમત જરા ય ઓછી આંકશો નહિ.



## આર્ય-બાળકની પણ કેવી ખુમારી

એક બાળકનો ઘરમાં જન્મ થયો.

બાળકનું ભાવી જાણવા માટે નગરના શ્રેષ્ઠ જોષીને ઘરે બોલાવ્યો. હસ્તરેખા જોઇને જોષીએ વારંવાર નિસાસા નાંખ્યા.

છોકરાના બાપે જોષીને પૂછ્યુ, "કેમ નિસાસા નાંખો છો?"

જોષીએ કહ્યું, "છોકરો 'ઢ' પાકશે. કોઈ અધ્યયનનો યોગ જ નથી."

ત્રણ-ચાર વર્ષ વીતી ગયાં. છોકરો પણ કાંઈક સમજણો થયો.

એક દિવસ પિતાએ તેના 'ઢ'પણાની વાત કરી. છોકરો ઉશ્કેરાયો. જોષી મહારાજને ઘેર બોલાવીને બધાની વચમાં ત્રાડ નાંખીને એણે કહ્યું, "આજે મારા હાથની રેખાઓ જોઈને મને સત્ય જણાવો."

જોષીએ તેની હસ્તરેખા જોઈ. અમુક રેખા બતાડીને તે જ વાત કરી કે, "આ રેખા ટૂંકી હોવાથી તું 'ઠ' જ રહેવાનો છે."

એ જ પળે છરી લાવીને પેલા છોકરાએ તે રેખાને લાંબી કરી નાંખવા રેખા ઉપર છરી ફેરવી. હથેલીમાંથી લોહીની સેર છૂટવા લાગી. સહુ સ્તબ્ધ થઈ ગયા.

આ છોકરો; તે જ પાણિની; વ્યાકરણશાસ્ત્રનો રચયિતા.



## તેઓ હાથીને મારી શકે; કીડીને જીવાડી ન શકે.

ભારતીય સંસ્કૃતિનાં ભરપેટ ગુણ ગાતા સ્વામી વિવેકાનંદનાં ભાષણોથી અકળાયેલા કેટલાક અંગ્રેજોએ એમને સબક શીખવાડવાનું નક્કી કર્યું.

અદ્યતન રીતે તૈયાર થયેલું યાન્ત્રિક કતલખાનું જોવા તેઓ તેમને લઈ ગયા.

એક ભેંસ–ત્રણ જ કલાકમાં કપાઈ; તેના શરીરના જુદા જુદા અવયવો ૧૪ વિભાગમાં વહેંચાઈ ગયા અને તેનાં ૨૪ પેકેટો પણ બની ગયાં.

હવે તેઓ વિવેકાનંદની સામે જોવા લાગ્યા. તેમણે પૂછ્યું, "બોલો, માત્ર ભારત પાસે જ બધી કળા છે કે અમારી પાસે પણ છે? આની ઉપર અમારા માટે 'કાંઈક' પણ પ્રશસ્તિ કરશો ખરા?"

ગંભીર વદને વિવેકાનંદે કહ્યું, "મેં અહીં એક ભેંસને ૧૪ પેકેટોમાં રૂપાંતર પામી જતી જોઈ.

આની હું શું પ્રશંસા કરું? કોઈને મારી નાંખવામાં કલા શી? આને બદલે જો તમે ૧૪ પેકેટમાંથી એક ભેંસ જીવતી કરી દો તો તમારાં વખાણ કરવાને હું તૈયાર છું."

તમારી પાસે હાથીને મારવાનાં શસ્ત્રો છે.

અમારી પાસે કીડીને જીવાડવાનાં શાસ્ત્રો છે!"

બિચારા અંગ્રેજો થીજી જ ગયા!



## એ મારો બાપ છે.

વેપારીની એ દુકાન હતી. એક યાચક ત્યાં આવ્યો. ધર્માત્મા વેપારીએ તરત જ દસકાનો એક સિક્કો તે યાચકને આપી દીધો. યાચક થોડે દૂર જઈને ઊભો રહ્યો. એટલામાં એ વેપારીના પિતા ત્યાં આવ્યા. તેણે કહ્યું, "દીકરા! એક સો રૂપીઆ આપજે તો! મારે ગામડે જવું છે." તરત જ દીકરાએ ગલ્લામાંથી સોની નોટ આપી દીધી. પિતાએ ચલતી પકડી.

આ દૃશ્ય પેલા યાચકે જોયું. ધૂવાંપૂવાં થતો તે વેપારી પાસે પહોંચી ગયો.

"શેઠ! સમાનતાના યુગમાં આ તે કેવી અસમાનતા? મને માત્ર દસકો! અને એને ખાસ્સા એક સો રૂપીઆ!" યાચકે પૂછી નાંખ્યું.

વેપારીએ કહ્યું, "ભલા! અકળાય છે શાને? જો મારા બાપે, તારી દયા કરવાનું શીખવ્યું ન હોત તો આ દસકો ય હું તને ન દેત હોં! દયા કરતાં કૃતજ્ઞતા તો ઘણો મોટો ગુણ છે!"

[ તો ઈશ્વર તો આપણા બાપનોય બાપ છે; પ્રભુસેવાને અવગણતા જનસેવાવાદીઓ થાપ નથી ખાઇ ગયા શું?]



## કરુણાનો જીવંત ધબકાર

એનું નામ હતું; પૌહારી બાબા. જૈફ વયમાં કયાંક ઠરીને રહેવાની દૃષ્ટિએ એમણે નાનકડો આશ્રમ બનાવ્યો હતો. આ આશ્રમમાં સંધ્યા સમયે નવરાશની પળોમાં કેટલાય બુઝર્ગો વગેરે આવતા અને બાબા સાથે જ્ઞાન-ગોષ્ઠી કરતા.

એક રાત્રિની વાત છે. જ્ઞાનગોષ્ઠી બાદ ભાવિકો ઘરભણી વિદાય થઈ ગયા. બાબા અંદરના ખંડમાં ચાલ્યા ગયા અને ધ્યાનસ્થ બની ગયા. રાત્રે સાડા બાર વાગે બાબા ધ્યાનમુક્ત થયા કે તરત બાજુના ખંડમાં કાંઈક ખડખડાટ થતો જણાયો. બાબા તરત બોલ્યો. "અરે! ભાઈ! કોન હૈ વહાં?"

વાત એમ હતી કે આજે બાબાને ત્યાં ચોરો ચોરી કરવા આવ્યા હતા. બાબા તો અકિંચન હતા. એમની પાસેથી તો શું એમને મળે? પણ જે સાદડી વગેરે હતાં

તેનું તે ચોરોએ પોટલું બનાવ્યું અને જ્યાં તે પોટલું લઈને જવાની તૈયારી કરે છે ત્યાં જ બાબાનો અવાજ આવ્યો.

પોટલું પડતું મૂકીને ચોરો નાઠા. બાબા સઘળી વાત પામી ગયા. પળનોય વિલંબ કર્યા વિના પોટલું ઊંચકીને તે ચોરોની પાછળ દોડવા લાગ્યા અને કહેવા લાગ્યા, "મેરી કસૂર હો ગઈ હૈ; આપકા સામાન આપકો લેકે હી જાના પડેગા; મુઝે માફ કરો."

ચોરોને ઊભા રહેવું પડ્યું. દરેકની આંખમાંથી બોર બોર આંસુ પડતાં હતાં. બાબાની કરુણાએ એમના જીવનનું પરિવર્તન કરી નાખ્યું.



## જીવમાં શિવનું દર્શન

એ હતા; પ્રાથમિક કક્ષાના સંત. એનું એક જ વ્રત હતું; દીન-દુઃખિતોને, અભ્યાગતો અને યાચકોને જમાડવાનું.

"જમાડવા જેવું પુણ્ય નહિ" એમ તેઓ માનતા હતા.

એક દિવસની વાત છે. પોતે જાતે જ રોટલીઓ વણી રહ્યા હતા. એની થપ્પીઓ તૈયાર થતી હતી, ત્યાં એકાએક એક કૂતરાએ આવીને ઝાપટ મારી. બાર-પંદર રોટલીની એક થપ્પી મોંમાં પકડી લઈને કૂતરો ભાગવા લાગ્યો.

સંતે એ કૂતરાને જોયો. બીજી જ પળે ઘી ભરેલી વાટી હાથમાં લીધી અને કૂતરાની પાછળ એ દોડવા લાગ્યા.

મોટેથી બૂમો પાડતાં એ કૂતરાને કહેવા લાગ્યા, "ઓ, ભગવાન! આપ લુખ્ખી રોટલી ખાઓ તો આ સેવકની આબરૂ જાય. જરાક થોભો, હું બધી રોટલી ચોપડી દઉં."

કરુણાથી વહી જતી વાણીએ કૂતરાને ઊભો રાખ્યો. ખરેખર એ સંતે બધી રોટલી ચોપડીને તેને ખવડાવી પછી એને વહાલ કરીને કહ્યું. "ભગવાન! હવે આપ ખુશીથી પધારો."



## હવે કોઈ મારા દર્શને આવજો મા!

સોળ વર્ષની કિશોર વયે આબુના પહાડોની ગુફામાં પલાંઠી મારીને બેઠેલા સાધક સંતોના જીવનમાં જેને નિષ્ક્રિયતા જણાઈ! જેને લાગ્યું કે આવા ધ્યાનથી કે યોગથી કદી વિશ્વકલ્યાણ થઈ શકે નહિ એવા એક બુઝર્ગ સ્વામીની આ વાત છે.

આબુની ગુફાના સંત બનવાની નામરજીપૂર્વક એમણે જગતના ચોગાનમાં આવીને ૧૮ વર્ષની ઉંમરથી લગાવીને ૮૦ વર્ષની ઉંમર સુધી—લગાતાર—વિશ્વને પ્રબોધવાનો પથ્થરતોડ પુરુષાર્થ આદર્યો.

જરૂર પામ્યા હશે કેટલાય જીવો! પણ છતાં એમને એનો સંતોષ ન થતાં એ હતાશ થઈ ગયા.

એમના એક પુસ્તકને વાંચીને એક ભાવુક આત્માનું જીવનપરિવર્તન થયું હતું. તેણે એકાંતવાસ સેવતાં એમનું

ઘણી મહેનત બાદ–સરનામું અને ફોન નંબર મેળવ્યો. દસ મિનિટનો સત્સંગ કરવા માટે ફોનથી સમય માંગ્યો.

સ્વામીજીએ અનિચ્છા દર્શાવતાં કહ્યું કે, "આજ સુધી મારા સમગ્ર જીવનનુ મેં પાણી કરી નાંખ્યું છતાં કોઈનું કલ્યાણ થયાનું મને દેખાતું નથી; ઊલટું, મેં મારું આત્મકલ્યાણ ગુમાવી દીધું છે!

"તમે મને ક્ષમા કરજો. હું તમારી સાથે ધર્મગોષ્ઠી કરવા માટે ઉત્સાહિત નથી; તેમ જ દર્શન માત્ર આપવાની પણ મારી ઇચ્છા નથી."

સ્વામીજીએ ટેલિફોનનું રિસીવર મૂકી દીધું.



## જે ધન દો તે સોનું; શેષ માટી.

એક દી એક માણસને સ્વપ્ન આવ્યું કે તે મંદિરમાં દર્શને ગયો. મંદિરમાં પ્રભુની સામે તે ઊભો હતો, ત્યાં એકાએક ભગવાનની મૂર્તિમાંથી પ્રકાશ ફાટયો, તેનું વર્તુળ બન્યું અને તે ભગવાન ભક્તની સામે આવવા લાગ્યા.

ભક્ત ભગવાન પાસે કશુંક માંગવા આવ્યો હતો, સાક્ષાત્ ભગવાનને જોતાં જ જયાં તે કાંઈક માંગવા જાય છે ત્યાં ભગવાને જ મૂંગા રહીને પોતાનો હાથ માંગવા માટે લાંબો કર્યો.

ભગવાનને માંગતા જોઈને ભક્ત સ્તબ્ધ થઈ ગયો. તેની પાસે એંઠા–જૂઠા કોકે દીધેલા વાસી ભાતની ચીંથરેબાંધી પોટલી હતી. આ ભાત તેનું સર્વસ્વ હતું, છતાં હવે દીધા વિના ચાલે તેમ ન હતું. એટલે દુભાતે હૈયે એક દાણો–એક જ દાણો–કાઢીને પ્રભુના હાથમાં મૂકી દીધો.

પણ આ શું ? એને માંગવાનો દાવ લેવાની જ્યાં તે તૈયારી કરતો હતો ત્યાં તો પ્રભુ અન્તર્ધ્યાન થઇ ગયા ! ભક્ત અવાચક થઈ ગયો.

સ્વપ્નમાં જ સવાર પડ્યું. પેલી પ્રાણપ્યારી પોટલી છોડીને જોયું તો સડેલાં ધાન વચ્ચે એક સુવર્ણ–કણ ચમકતો હતો, પળમાં સઘળું સમજી જઈને ભક્તે પોક મૂકી "રે! બધું દઈ દીધું હોત તો ?" એ વિચારે રતો.

જે દેશો તે જ સોનું—

જે રાખી મૂકશો તે તો માટી.



## આખરે....અરવિંદ પણ કંટાળ્યા

પોંડીચેરીના અરવિંદ ઘોષની આ વાત છે. એમના મૃત્યુના એક જ વર્ષ પૂર્વે કોઈ મોટો જોષી એમની પાસે આવ્યો. તેણે એક જ વર્ષના જીવનની આગાહી કરી. એ સાંભળીને અરવિંદે એની આગાહીને અવગણી નાંખતાં કહ્યું, "બંધુ ! મારે હજી ઘણું કામ કરવું છે, હું આટલો જલદી અહીંથી વિદાય લેવાનો નથી."

ખેર....એક વર્ષનો ઘણો સમય પસાર થઈ ગયો.

એક દી અરવિંદે નિકટના સાથીને કહ્યું, "મેં ધાર્યા કરતાં ય આ જગત વધુ દુષ્ટ નીકળ્યું હું નહોતો ધારતો કે જગતના લોકોમાં આટલી બધી દુષ્ટતા વ્યાપી ગઈ હશે! વર્તમાન જીવનની મારી માનવીય શક્તિઓથી આ દુષ્ટતાને નાથવાનું કામ ઘણું જ મુશ્કેલ છે."

"હા. વિશ્વનું શુદ્ધિકરણ તો મારે કરવું જ છે. પણ ખામોશ! મારી માનવીય શક્તિથી તો આ કામ હું નહિ, કરી શકું. એ માટે મારે 'અતિ-માનવ' [દેવ?] થવું જ પડશે.

"તો બસ....હું મારા આ જીવનની બાજી સંકેલાઈ જાય તેમ ઇચ્છું છું."

અને....થોડા જ દિવસમાં અરવિંદ મૃત્યુ પામી ગયા!



## પરકલ્યાણ કેટલું કઠણ હશે?

કેન્સરના વ્યાધિથી પિડાતા રામકૃષ્ણના અંતિમ દર્શને હજારો લોકો દૂર દૂરથી આવી રહ્યા હતા. મંદિરમાં દર્શનાર્થીઓનો ધસારો દિન-પ્રતિદિન વધતો જતો હતો. દર્શનાર્થીઓને દર્શન આપવા માટે રામકૃષ્ણને મંદિરના મોટા ખંડમાં ઘણો સમય બેસી રહેવાની ફરજ પડતી હતી.

એક દિવસ તો આ કપરી ફરજથી તે કંટાળ્યા. સેંકડો ભક્તો પાસેથી ઊઠી જઇને તે મા-કાલીની પાસે ગયા.

ત્યાં પહોંચતાં જ તેમની આંખમાંથી અશ્રુધારા ચાલવા લાગી. રડતી આંખે તે બોલ્યા, "ઓ મા! જગદંબા તો તારું નામ છે! જગતનાં તારાં સંતાનોનું કલ્યાણ કરવાનું કામ મારું નથી, પણ મા! તારું છે; તારું જ છે.

"વળી હું તે શી રીતે આ લોકોનું કલ્યાણ કરી શકીશ? ઓ, મા! તું જ ક્યાં આ લોકોને નથી જાણતી?

"તું ખરોખર જાણે છે કે, સંસારી માણસ એટલે એક શેર દૂધમાં પાંચ શેર પાણીનું મિશ્રણ! પાંચ શેર પાણી બળે તો શેષ દૂધ ચોખ્ખું જૂદું પડે. ઓ, મારી મા!

"સંસારીજનની મોહમાયાના પાંચ શેર પાણી બાળવાની કાંઈ મારા જેવા માટીપગા માણસની તાકાત છે? કે તું તેમને મારી પાસે મોકલ્યા કરે છે?

"મા! હવે તેમને મારી પાસે ન મોકલ એટલી જ મારી પ્રાર્થના છે."



## જેને રામ રાખે...

બાદશાહ હુમાયુ મારતા ઘોડે નાસી રહ્યો હતો. પોતાનો જ સરદાર દગો રમીને એનો જીવ લેવા તલપી રહ્યો હતો. હુમાયુના ઘોડાની પાછળ એનો ઘોડો ધસમસતો આવી રહ્યો હતો. પોતાના ગઢમાં દાખલ થઇ ન જાય ત્યાં સુધી હુમાયુના માથે મોત તોળાતું હતું.

હુમાયુની સાથે એનો અત્યંત વહાલો નાનકડો બાળ

અકબર હતો. એને ઝોળીમાં નાખીને પોતાની પીઠે બાંધી દીધો હતો.

ભયંકર વેગથી ધસી રહેલો સરદાર કોઈ પણ હિસાબે હુમાયુને સુરક્ષિત કિલ્લામાં પ્રવેશવા દેવા માંગતો ન હતો.

દૂરથી જ બાણોની વર્ષા કરતો એ અંતર ઘટાડી રહ્યો હતો. ઘોડાપૂરના પાણીના પ્રવાહની જેમ બંનેયના ઘોડા વિકરાળ વેગે દોડી રહ્યા હતા.

ન જાણે સરદારનાં કેટલાંય બાણ હુમાયુના શરીરે લાગી ગયાં, પણ તો ય ઘાયલ હુમાયુ નાસી રહ્યો. હતો એને પોતાની જાતને બચાવવા કરતાં પુત્રને બચાવી લેવો હતો.

અને....હુમાયુ ગઢમાં પ્રવેશી ગયો. કમાલ તો એ થઈ કે કેટલાંય બાણો હુમાયુને લાગવા છતાં પીઠે ટીંગાએલી ઝોળીમાં રહેલા બાળ અકબરને એક પણ બાણ વાગ્યું ન હતું.

જેને રામ રાખે....



## સર્વનાશી અહંકાર

કર્ણે દુર્યોધનને કહ્યું કે, "જો મારા રથના સારથિ તરીકે મદ્રરાજ શલ્ય ગોઠવાય તો ચોવીસ જ કલાકમાં અર્જુનને હણી નાંખું."

મહામુસીબતે ગોત્રાભિમાની શલ્યને દુર્યોધને દાસીપુત્ર કર્ણના સારથિ બનવા તૈયાર કર્યો.

યુદ્ધ શરૂ થયું.

કર્ણનો રથ એક વાર કાદવમાં ખૂંચી ગયો. કર્ણે મદ્રરાજ શલ્યને કહ્યું કે તે નીચે ઊતરીને કાદવમાંથી રથનું પૈડું ખેંચી કાઢે.

આ સાંભળીને જ શલ્યનો ક્રોધ ફાટી નીકળ્યો. તેણે રાડ પાડીને કર્ણને કહ્યું કે તે હલકું કામ મારા જેવા ક્ષત્રિય શિરોમણિથી કદી નહિ થઈ શકે. તું દાસીપુત્ર છે. તું જ તે કામ કરે.

અને.......ચાલતે યુદ્ધે કર્ણ નિઃશસ્ત્ર બનીને પૈડું ખેંચવા નીચે ઊતર્યો.

કર્ણે અર્જૂનને બૂમ પાડીને કહ્યું કે, "થોડીક વાર તું યુદ્ધ બંધ રાખ. હાલ હું નિઃશસ્ત્ર છું."

પણ નિઃશસ્ત્ર ઉપર શસ્ત્ર નહિ ચલાવવાની નીતિ કર્ણે જ પૂર્વે પાળી ન હતી એની યાદ દેવડાવીને કૃષ્ણે બાણનો મારો ચાલુ જ રાખવાનું અર્જૂનને ફરમાન કર્યું.

પરિણામે કર્ણ ઘાયલ થઈને ખલાસ થયો.

શલ્યના અભિમાને કર્ણ જેવા યોદ્ધાનો ભોગ લીધો.



## ક્ષમા અને સહિષ્ણુતાની મૂર્તિ

એ હતો; એક સાધુ; ભરયુવાન અને છતાં શુદ્ધ બ્રહ્મચારી. પણ એના તેજ લસલસતા યૌવને એને સતાવ્યો. કોઈ કામણગારી નવયૌવનાએ એની પાસે કામયાચના કરી.

સાત દિવસની મરેલી હડકાયી કૂતરીના ગંધાઈ ઊઠેલા મડદાને કોઈ થૂ કરે તેવી રીતે તે સાધુએ તેની માંગણીને થૂંકી નાખી.

લલનાનું અંતર ઘવાયું. હવે એ વિફરેલી વાઘણ બની. ક્યાંક એનું લગ્ન થઈ ગયા બાદ તેને એક બાળક થયું. એ બાઈએ બાળકના પિતા તરીકે તે સાધુનું નામ જાહેર કર્યું. ગાંડું છે આ લોક. કશી ખાતરી કર્યા વિના સાધુને ભાંડવા લાગ્યું. જ્યારે એ સાધુને કેટલાય લોકો આ વાત પૂછતાં ત્યારે તેણે સહુને એક જ વાક્ય કહ્યું, "હા.... શું એવી વાત બની છે?"

છેવટે તે બાળકને તે સ્ત્રીએ આ સાધુ પાસે મૂકી દીધું. સાધુએ તેનું લાલન શરૂ કર્યું. અંતે પેલી સ્ત્રીને ઘોર પસ્તાવો થયો. તે સાધુ પાસે ગઈ અને ધરતી ઉપર માથું મૂકીને ખૂબ રડી. તેણીએ કહ્યું, "મહારાજ મને ક્ષમા કરો.... હું અપરાધી છું. મેં તમને કલંક દેવામાં જરાય કમીના રાખી નથી."

તે વખતે પણ તે સાધુ પેલું જ વાક્ય બોલ્યા, "હા.... શું એમ વાત છે?"

"કેવી ક્ષમા! કેટલી સહિષ્ણુતા!"



## ચમત્કાર તો આ રહ્યો, દેખવો છે કોને ?

વિવેકાનંદના પરદેશ-સ્થ શિષ્યની બ્રહ્મચર્યની વાતો વારંવાર સાંભળીને તેના ચાહક ડોકટરોના વર્ગે તેની પાસે બ્રહ્મચર્યનો કોઈ ચમત્કાર દેખાડવા કહ્યું. સદ્‌ભાગ્યે તે જ વખતે તેના ગુરુ વિવેકાનંદ પરદેશમાં આવી ચૂકયા હતા. કોઈ ચમત્કાર બતાડવાની ચાહકોની વાત તેણે ગુરુજીને કરી.

બીજે દિવસે પંદર હજાર માણસોની સભાને વિવેકાનંદ સંબોધવાના હતા. તેમાં પેલા ચમત્કારભૂખ્યા ડોકટરો પણ હાજર રહેવાના હતા. એટલે એ સભામાં જ ચમત્કાર દેખાડવાનું સ્વામી વિવેકાનંદે જાહેર કરાવ્યું.

બીજે દી સભા થઈ. પહેલી પચાસ મિનિટ સુધી તો સ્વામીજી 'સંસ્કૃતિ' ઉપર બોલ્યા. પણ છેલ્લી દસ મિનિટમાં તેણે પશ્ચિમના લોકોની અભિમાનતા વગેરે બાબતો ઉપર સખત ઝાટકણી કાઢતાં છેવટે કહી દીધું કે,

"Doctor's of America are nothing but donkies"

સમસમી જઈને સાંભળી લીધા બાદ સભા વિખરાઈ.

ટોળામાંના કોક ડોકટરે બીજાને કહ્યું, "પણ ચમત્કાર તો જોવા ન જ મળ્યો."

પેલાએ જવાબ આપ્યો, "તમને ગધેડા કહ્યા છતાં તમે માત્ર સાંભળી જ લીધું એને ચમત્કાર નહિ તો બીજું શું કહેવું ?"



## ભારતે જગતને સંતો આપ્યા છે.

રવીન્દ્રનાથ ટાગોર ચિકાગો ગયા હતા. અંગ્રેજો ઈશ્વરના અસ્તિત્વ વિષે ખૂબ શંકા કરતા હતા. એ વાત ટાગોરના મનમાં ખૂબ ખાઇ ગઈ હતી. લાગ જોઈને ચિકાગો યુનિવર્સિટીના એક પ્રવચનમાં તેમણે તે શંકા સામે પુણ્ય-પ્રકોપ ઠાલવી દીધો.

તેમણે ઉપસ્થિત અંગ્રેજોને કહ્યું, "તમને લોકોને તમારી લેબોરેટરીમાં ઈશ્વર ન જડયો એટલે શું તમે કદી એવું કહેવાની મૂર્ખામી કરી શકો ખરા કે જગતમાં કયાંય ઈશ્વર નથી ?

"હું તમને પૂછું છું કે આ પ્રવચન-હોલનો એક પણ આદમી પાંચ લીટર દૂધ પીવાનું સામર્થ્ય ધરાવતો ન હોય તે ઉપરથી—અમારા હિન્દુસ્તાનના ગામડાનો ભરવાડ એક સાથે આઠ લીટર દૂધ પી જાય છે એવી વાતને-હસી નાંખવાનું સાહસ તમે કરશો ખરા ?

મહેરબાનો ! અધ્યાત્મવિદ્યાના વિષયમાં તમારો ચંચુપાત પણ નથી છતાં તમે તે વિષયના ગહન પદાર્થોની મશ્કરી સુદ્ધાં કરો છો એ કાંઈ તમારી શિષ્ટતા ન કહેવાય.

"યાદ રાખજો કે તમે લોકોએ જગતને વૈજ્ઞાનિકો આપ્યા છે, પણ અમારા ભારતે તો જગતને સંતો આપ્યા છે !"



## 'બે કીલો રાઈ'નો ધણી

એ હતો; બ્રાહ્મણવાડા ગામના મંદિરનો પૂજારી.

ભગવાનનો એ ખરો દાસ બની ગયો હતો. એનું સમગ્ર જીવન એણે પ્રભુચરણે સમર્પી દીધું હતું. ગામના લોકો એને ભારે આદરથી 'ભગતજી' કહીને બોલાવતા.

એક દિવસની વાત છે. મંદિરમાં ભગવાનનાં આભૂષણોની ચોરી થઈ.......! સવારે ભગતજીએ મંદિર ખોલ્યું ત્યારે જ આ વાતની ખબર પડી. ભગતે પ્રભુભક્તોને ભેગા કરીને સઘળી વાત કરી.

ભેગા થયેલા લોકોએ ઘણી વાતો કરી; કેટલીક શંકાઓ પણ વ્યક્ત કરી. એમાં કેટલાક આગેવાનોને થયું, "કદાચ ભગતજી પોતે જ આમાં કેમ સંડોવાયા ન હોય! ધન દેખીને તો સાધુ ય ચળે, તો ભગતનું શું ગજું?"

અંતે ભગતજીને જ ચોરની તપાસ કરવાનું સોંપાયું. ભગત બધી વાતનો અણસાર પામી ગયા. એમને પારાવાર દુઃખ થયું. રાત પડતાં મંદિરે જઈને ભગવાન પાસે ધા નાંખતાં કહ્યું, "ઓ, મારા નાથ! તું મારો ધણી બન્યો છે એની તો મારા મગજમાં બે કીલો રાઈ ભરીને ફરું છું.

તું મારી વાત જરાક સાંભળી લે. ચોર તો તારે જ પકડી લાવવો પડશે. હું તો મારે આરામથી ઊંઘી જવાનો છું. મારે શી ચિંતા! ચિંતા મારા ભગવાનને!

અને....ખરેખર બીજે જ દી મુદ્દામાલ સાથે ચોર પકડાઈ ગયો !



## ખુમારી તો આનું નામ !

બાળ-ટાગોર સ્વપિતા સાથે કોઈ ગોરાની જોડે ફર્સ્ટ-ક્લાસના ડબ્બામાં બેઠા હતા. ગોરો એ બે કાળાઓની ભારે સૂગ ધરાવતો હોવાથી બેયને ડબ્બામાંથી ઉતારી મૂકવાનો કોઈ દાવ વિચારતો હતો.

કોઈ સ્ટેશન ઉપર ટ્રેઈન આવી ઊભી. ગોરાએ ટિકિટ-ચેકર ગોરાને બોલાવીને પોતાની મેલી મુરાદ જણાવી.

ટી. ટી.એ ટાગોર-પિતા પાસે ટિકિટો માંગી. તેમણે દોઢ ટિકિટ બતાડી.

ગમે તે રીતે વાંક કાઢીને બેય ને નીચે ઉતારી મૂકવા હતા એટલે ટી. ટી. એ કહ્યું, “ આ બાળકની તમારે આખી ટિકિટ લેવી જોઈએ. તમે સરકાર સાથે કપટ કરી છે માટે બે ય જણા નીચે ઊતરી જાઓ. ”

ટાગોર-પિતાને પોતાની નીતિમત્તા ઉપર ઘા વાગતાં ખૂબ જ આઘાત લાગ્યો. તેમણે ટી. ટી.ને સુણાવી દીધું કે આ છોકરાની વય અડધી ટિકિટને જ લાયક છે. અમે અંગે કાળા છીએ પણ તમારા જેવા અંતરે કાળા નથી જ. ”

ટી. ટી. ચાલ્યો ગયો, પણ ટાગોરના પિતાને કેમે ય ચેન ન પડ્યું. તે પણ બાળ-રવીન્દ્રને લઈને સ્ટેશને ઊતરી

ગયા. આઘાતની વ્યથામાં ખિસ્સામાંથી બધા પૈસા પ્લેટફોર્મ ઉપર ફેંકી દઈને બોલ્યા, "ઓ, ગોરા–ભિખારીઓ! લો, આ....પૈસા; પણ મહેરબાની કરીને અમને કદી આવા જૂઠા ચીતરજો મા."



## ધૂન અને જપનું બળ

એ હતા એક સાધુ. ફરતા ફરતા બંગાળમાં જઈ ચડયા. લોકોને સત્સંગ આપતાં આપતાં એમને ખબર પડી કે ત્યાંનો રાજા પ્રજાને ખૂબ જ વધુ રંજાડે છે. એનો સ્વભાવ અતિશય ખરાબ છે. આથી સમગ્ર પ્રજા 'ત્રાહિ મામ્' પોકારી ગઈ હતી. એની સામે બંડ કરવામાં ય હજારો માનવોની કતલ થઈ જવાનો ભય હતો.

છેવટે સંન્યાસીએ એની સામે કમર કસી. સેંકડો પ્રભુભકતોને લઈને એ આતતાયી રાજાના મહેલે ગયા; મહેલના વિશાળ પટાંગણમાં સહુ બેસી ગયા. રાજાએ સંન્યાસીને ધમકીઓ આપી પરંતુ જ્યારે સંન્યાસીએ કહ્યું કે "અમે લોકો લેશ પણ તોફાન કરવા આવ્યા નથી. અમારે તો અહીં બેસીને પ્રભુ–નામની ધૂન જ મચાવવી છે અને જપ કરવો છે." ત્યારે રાજાએ તેમને ત્યાં બેસવાની સંમતિ આપી.

સંન્યાસીનો પ્રભાવ જ કામ કરી ગયો. સેંકડો પ્રભુ-ભકતોએ અખંડપણે જપ અને ધૂન શરૂ કર્યાં. લગાતાર સાત દિવસ; ચોવીસે ય કલાક.

બીજી બાજુ સંન્યાસીએ રાજાના હિતની પ્રાર્થના શરૂ કરી. અને આઠમા દિવસે પ્રભાતે જીવનમાં કરેલા અઘોર અત્યાચારોને યાદ કરીને ધ્રૂસકે ધ્રૂસકે રાજા રડવા લાગ્યો તે દિવસથી રાજા પ્રજાવત્સલ, પરદુઃખભંજન બની ગયો.



## અભણ જ ભણવાને લાયક

એ હતો જર્મનીનો મહાન સંગીતજ્ઞ વેજનર! કદાચ એ કાળનો એ બેજોડ સંગીતકાર હતો. એને સંગીતનો એટલો બધો પ્રેમ હતો કે સંગીતકળાનો વ્યાપક પ્રચાર કરવા માટે તેણે ઠેરઠેર સંગીતના વર્ગો ખોલ્યા હતા. અનેક લોકો આ વર્ગોમાં સંગીત શીખવા માટે આવતા હતા.

એ વર્ગોમાં જોડાવાની લાયકાત માટેનું એનું ધોરણ ખરેખર અનોખું હતું.

તે અંગેનું એક બોર્ડ તે દરવાજા ઉપર લગાડતો. તેમાં જણાવ્યું હતું કે [૧] "સંગીતના બિલકુલ અજાણ માટે ખૂબ જ ઓછી ફી લેવામાં આવશે. [૨] કાંઈક જાણકાર માટે થોડી વધુ ફી લેવામાં આવશે પણ જે સારો જાણકાર ગણાતો હશે તેને આ વર્ગમાં પ્રવેશ જ નહિં મળે."

આવું ધોરણ અપનાવવાની પાછળ વેજનરની એ માન્યતા કામ કરતી હતી કે વધુ ભણેલાઓ કદાગ્રહી હોય છે. પણ અભણો તો સાવ સરળ હોય છે માટે તેમનો ભણાવવામાં ઘણી ઓછી મહેનત પડે છે.



## હરિનો મારગ છે; શૂરાનો

કોઈ લેખક–વિપ્રનું વિરાગભરપૂર પુસ્તક વાંચીને એક રાજાને સંસારથી વૈરાગ્ય જાગી ગયો.

વિરાગ નીતરતી વાણી વહાવતા લેખકનું જીવન કેવું વિરક્તિભરપૂર હશે? એ જોવા રાજા તેના ગામે ગયો. તપાસ કરતાં ઘર જડયું. ઘરમાં પ્રવેશતાં જ ત્રણ બાળકો અને પત્ની સાથે ગેલ કરતા લેખકને જોઈને રાજાના હોંશ ઊડી ગયા! તે મનોમન બોલી ઊઠ્યો, "કેવો દંભી માણસ!"

લેખકને પોતાના આગમનનું કારણ વગેરે રાજાએ જણાવ્યું. લેખકે તેને શાન્ત થવાની વિનંતિ કરીને સારી રીતે આતિથ્ય કર્યું.

ત્યાર પછી પોતાના નગરમાં રાજાને લઈ ગયો. બજારમાં તલવાર બનાવતા કારીગરની દુકાન આવી. રાજાને ત્યાં લઈ જઈને વિપ્રે કારીગરને સર્વોત્કૃષ્ટ તલવાર બતાડવા જણાવ્યું. કારીગરે ખૂબ પાણીદાર તલવાર બતાડતાં કહ્યું. "આ અમારી સર્વોત્કૃષ્ટ તલવાર છે. એક જ ઝાટકે બે કટકા કરી દેવાની તેની તાકાત છે."

રાજાની સાથે ઊભા રહીને તલવાર જોતાં વિપ્રે કારીગરને પૂછ્યું કે, "ભલા! તું જ કેમ રણમાં જઈને આ તલવારથી લડતો નથી!"

હસીને કારીગરે જવાબ આપ્યો. "અમારું કામ તલવાર બનાવવાનું; લડવાનું કામ તો ક્ષત્રિયનું."

વિપ્રે રાજાને કહ્યું, "રાજન્! આપે આ વાક્ય સાંભળ્યું ને! હું પણ એ જ કહેવા માંગું છું કે, "મારું કામ પુસ્તક લખવાનું; બાકી સંસાર ત્યાગીને હરિના મારગે ચાલવાનું કામ તો આપના જેવા શૂરાઓનું જ."

અને....રાજાના મનનું સમાધાન થઈ ગયું.



## નીતિનું ધન

કેમે કરીને રાજાનો કિલ્લો ચણાતો ન હતો. થોડોક ચણાય ત્યાં પડી જાય. વિચક્ષણ મન્ત્રીએ ક્ષેત્રપાલ દેવતાની અતૃપ્તિનું અનુમાન કર્યું. તેમને તૃપ્ત કરવા માટે કોઈ નીતિમાન્ વેપારીની દસ સોનામહોરો લાવીને તે કિલ્લાની નીચે દાટી.

અને....કિલ્લો ચણાઈ ગયો. જ્યારે આ વાત રાજાએ જાણી ત્યારે તેને વિશ્વાસ ન બેઠો. તે જ નીતિમાન વેપારીની બીજી દસ સોનામહોર મન્ત્રી લઈ આવ્યો; અને એક માછીમારને આપી અને રાજાના કોષની દસ સોનામહોર એક સાધુને આપી.

માછીમાર જાળમાં માછલાં પકડીને તે વખતે ઘરે જઈ રહ્યો હતો. તેનું મન પલટાયું. પોતાના પાપી જીવન ઉપર તેને ભારે ધિક્કાર વછૂટ્યો, બીજે જ દી તે સંન્યાસી થઈ ગયો.

પેલા સાધુનું મન પણ પલટાયું, મનમાં મોજશોખ-ભર્યો સંસાર ભોગવવાના વિચારો જોરથી આવવા લાગ્યા.

આજ સુધી ત્યાગતપ કરીને જિંદગી બરબાદ કર્યાનો પસ્તાવો થયો.

પેલા જ માછીમારની જાળ તેની નજરે ચડી, એ જ જાળ લઈને તે સાધુ બીજા દિવસથી માછીમાર બની ગયો!

જ્યારે રાજાને આ જીવન-પલટાઓની ખબર પડી ત્યારે તે મોંમાં આંગળાં નાંખી ગયો!



## અય, રાગ! તારા જ પાપે ને?

એ હતો, વિશ્વવિજેતા બનવાની ખ્વાહેશ ધરાવતો રાજા. જ્યારે એ યુદ્ધના મેદાનમાં ઘોડેસ્વાર બનીને રણ ખેલતો ત્યારે તેની અપ્રતિમ લડાયક-શક્તિ જોઈને શત્રુઓ પણ મોંમાં આંગળાં નાંખી દેતા. એ રાજાને કોકે પૂછ્યું, "તમારી આટલી બધી તાજગી, સ્ફુર્તિ અને જોમની પાછળ કયું બળ કામ કરે છે?"

તેણે કહ્યું, "મારી પત્નીનો સ્નેહ. એનો પૂર્ણ સ્નેહ પામીને જ્યારે હું જંગે ચડું છું ત્યારે પર્વતો પણ મારી આડે ઊભા રહી શકતા નથી.

એક યુદ્ધની વાત છે. શત્રુઓ એને કેમ ય જીતી શકે તેમ ન હતા, એટલે એની નબળી કડી ઉપર ઘા કરી દીધો.

પૂરા જોસથી લડતા એ રાજા પાસે એના જ વફાદાર મિત્રને [ ફોડીને ] દોડાવ્યો. એણે ચાલુ યુદ્ધે રાજાના કાનમાં

કહ્યું, "આપનાં શ્રીમતી હાલ છાવણીમાં કોઈ લશ્કરી અફસરની સાથે પ્રેમ-ચેષ્ટા માણી રહ્યાં છે."

આ સાંભળતાં જ રાજાને વસમો આઘાત લાગી ગયો, એનો જુસ્સો તે જ પળે તૂટી પડયો. યુદ્ધ તો ચાલુ જ રહ્યું; પણ તે હારતો ગયો. અંતે એ જ યુદ્ધમાં શત્રુઓએ એને જીવતો પકડી લીધો !

વિશ્વવિજેતાને પણ હે રાગ ! તેં ભૂંડે હાલે પરાજય ચમાડયો ! કમાલ છે તારી તાકાતને !



## ધરમની ધજા

દરિયાકાંઠે એક નગર હતું. વૈભવી જીવનની મોજ માણતા ઘણા શેઠીઆઓ ત્યાં વસ્યા હતા. એમાં એક શેઠની વાત સાવ નોખી-અનોખી હતી. એના જીવનવ્યવહારને ઉચિત વૈભવ જરૂર હતો પણ એની સાથે દીન-દુઃખિતોનો એ હમદર્દ હતો. કોડીબંધ સદાવ્રતો એણે ઠેર ઠેર ખુલ્લાં મૂકયાં હતાં. આસપાસના સો કોશમાં કોઈ દી કોઈ માણસ ભૂખ્યો રહી જાય એ વાત શેઠને મન આઘાતસમી હતી.

અબોલ પ્રાણીઓ માટે પણ એણે ઘણી પાંજરાપોળો બંધાવી હતી.

ગામ-પરબોનો પણ પાર ન હતો, મંદિરોની ધજાઓ ચારેબાજુ ફરફરતી દેખાતી હતી.

આ બધો ય પ્રભાવ એ શેઠનો હતો. એમનું નામ હતું ધવલ.

એક વાર એમને વિચાર આવ્યો કે આ બધું તો મેં કર્યું, પરન્તુ જેમનું સમસ્ત જીવન સાગરની ગોદમાં જ રમી રહ્યું છે એ દરિયાલાલોનું શું? સેંકડો વહાણો આવે છે અને જાય છે; નાખુદાઓ પોતાના પરિવાર સાથે જ રહે છે અને વહાણને જ પોતાનું ઘર બનાવે છે. આ લોકોને ક્યારેક અન્નની જરૂર ન પડે! ઘઉં, જુવાર, બાજરો, તેલ, મરચું.... એકાએક ખૂટી પડે તો ક્યાં લેવા જાય? અને....એકાએક તાવ, ઊલટી વગેરે રોગો થાય તો દવા પણ ક્યાંથી લાવે?

આમના માટે પણ મારે કાંઇક સગવડ અવશ્ય કરવી જોઇએ. ધરતી ઉપર તો ઠીક ઠીક સગવડો ઊભી કરી પણ સાગરના પટે ય મારે કાંઇક કરવું જોઇએ.

થોડા જ દિવસમાં ધવલ શેઠે સાગરના નીર ઉપર બે વહાણ તરતાં મૂકી દીધાં. એકમાં અનાજ ભર્યું; અને બીજામાં વિવિધ ઔષધિઓ. બે ય વહાણોની વચ્ચે એક સફેદ ધજા લટકાવી. દૂર દૂરથી એ ધજા સહુને દેખાય અને જરૂરીઆતવાળાં વહાણો એ તરફ દોડી આવે અને પોતાની જરૂર પૂરી કરે.

ધીમે ધીમે આ સગવડ વધુ ને વધુ ઉપકારક થતી ચાલી. એ ધજાને લોકો 'ધરમની ધજા' કહેવા લાગ્યા.

પરન્તુ સારું બધું ય સમેસુતર ચાલે તો આ યુગને કળિયુગ શેનો કહેવાય? એ જ દરિયામાં કેટલાક વાઘેર

જાતિના લોકો ચાંચિયાગીરી કરતા. લોકોનાં વહાણો લૂંટી લઈને જ જીવનગુજારો કરવાની નીતિ એમને વારસામાં જ મળી હતી.

એક વાર વાઘેરાએ એકઠા થઈને નિર્ણય કર્યો કે આપણે ધવલ શેઠનાં એ બે ય વહાણ લૂંટી લેવાં, આપણે વળી ધરમ શો? આપણે જો કોઈ ધરમ હોય તો આ એક જ ધરમ, "લૂંટીખાવાનો."

મધરાતના સમયે ધવલ શેઠનાં બે ય વહાણો લૂંટાઈ ગયાં. પેલી ધરમની ધજા પણ લૂંટાઈ. વાઘેરોએ માલસામાન વહેંચી ખાધો પણ પેલી ધજા સહીઆરી રાખી. આબાદ એવી ને એવી રીતે એ ધજાને પોતાનાં વહાણોની મધ્યમાં ચડાવી દીધી.

હવે બિચારા ભોળા કબૂતર જેવા દરિયાલાલો, સાગરખેડૂઓ....આ ધજા દેખીને ભૂતકાળની રીત મુજબ વાઘેરોના વહાણ પાસે પહોંચતા કે ઝટ વાઘેરો એમને ઘેરી લેતા અને લૂંટી લેતા.

ધરમની ધજાની ખ્યાતિ તો દેશવિદેશોના સાગરખેડૂઓમાં પ્રસરી હતી. સેંકડો માઈલોના સાગર–પ્રવાસમાં આ ધરમની ધજાનું એક જ એવું સ્થાન હતું, જ્યાં જોઈતું કારવતું બધું ય મળી રહેતું.

એટલે પરદેશી વહાણો પણ વાઘેરાના પ્રપંચમાં ફસાયાં. આમ ધરમની ધજાને નામે કેટલાયનાં નિકંદન નીકળી ગયાં.

[ ‘ સમાજવાદ ’, ‘ ગરીબી હટાવો ’ ‘ ધર્મ-નિરપેક્ષતા ’ વગેરે ધરમની ધજાની છેલ્લામાં છેલ્લી-સ્ટોપ પ્રેસ–આવૃત્તિ જ નથી લાગતી? ]



## પચરંગી કીડો

ખૂબ આનંદથી મહારાજા પલ્લવ અને સ્વામી આનંદ ધર્મચર્ચા કરી રહ્યા હતા; તેવામાં એકાએક સ્વામી આનંદ મહારાજા પલ્લવના કપાળ સામે જોતાં ગંભીર બની ગયા.

દેશવિદેશોમાં પદયાત્રા કરતાં કરતાં સ્વામી આનંદ મહારાજા પલ્લવના રાજદરબારે આવી ચડયા હતા. મહારાજાએ એમનો ભારે સત્કાર કર્યો અને એમને પોતાને ત્યાં જ થોડાં દિવસ રોકાઇ જવાની વિનંતી કરી. સ્વામીજીએ વિનંતી સ્વીકારી. રાજ્યનું કાર્ય પૂરું થયા બાદ રોજ મહારાજા પલ્લવ સ્વામીજી સાથે ધર્મચર્ચા કરતા.

એક દિવસ એકાએક ગંભીર બની ગએલા સ્વામીજીએ બે વખત નિસાસા નાંખ્યા અને “હે ભગવાન!” એવા શબ્દો મોંમાંથી નીકળી પડયા.

મહારાજાની નજરમાંથી એ બીના છટકી ન શકી. મહારાજાએ સ્વામીજીને કારણ પૂછ્યું.

સ્વામી આનંદે કહ્યું કે એ દુઃખદ બાબત છે; એને જાણવાનો મહારાજાએ આગ્રહ ન કરવો, પરન્તુ મહારાજાથી રહેવાયું નહિ. પુનઃ આગ્રહ કર્યો ત્યારે આનંદે કહ્યું, “રાજન્

આપના લલાટની રેખાઓ જોતાં મને આપનું સાતમે દિવસે મોત દેખાય છે અને...."

"અને બીજું શું ?" સ્વસ્થતા જાળવી રાખીને પલ્લવે પૂછયું "ના....એ કહેવાય એવું નથી; એ તો ન જ પૂછશો." સ્વામીજીએ કહ્યું.

"ભગવન્ ! એમ ન કરો. મારા મોતને પણ મેં સ્વસ્થતાથી સાંભળ્યું છે તો એથી ગંભીર બીજી વાત શી હશે ? જરૂર ફરમાવો." મહારાજા પલ્લવે કહ્યું.

"રાજન્ ! મરણ બાદ તરત જ તમારી રાણીઓનું મેલું ભેગું કરતી ગામ બહારની—ગંદી કુંડીમાં પચરંગી કીડા તરીકેનો તમારો નવો જન્મ હું જોઈ રહ્યો છું."

"ના....ના એ તો મારાથી નહિ જ બની શકે. હું મરવા તૈયાર છું. પરન્તુ મારી રાણીઓના મેલાની કુંડીમાં જન્મ પામવા તો હરગીઝ તૈયાર નથી." મહારાજા પલ્લવ અકળાઇ જઇને બોલી ઉઠયા.

"રાજન્! એ કાંઇ મારા હાથની વાત નથી, લલાટના કેટલાક લેખ કદી મિથ્યા થઇ શકતા નથી." સ્વામી આનંદ બોલ્યા.

"રાજાએ પોતાના સેનાપતિને બોલાવીને કહ્યું,

"સેનાપતિજી ! જો હું પચરંગી કીડા તરીકે ઉત્પન્ન થાઉં તો તમે ઈંટ, ઢેખાળા, કાચના કટકા મારી ઉપર ફીંકજો અને મને તરત મારી નાખજો; તમારા સૈન્યની મદદથી આટલું જરૂર કરજો....કરો પ્રતિજ્ઞા."

રાજાના ભારે દબાણને લીધે સેનાપતિ કન્દુકે આ પ્રમાણે પ્રતિજ્ઞા કરી.

સાતમે દિવસે ખરેખર રાજા પલ્લવ મૃત્યુ પામ્યા. કુંડીની ચોમેર સૈનિકો ગોઠવાઈ ગયા. ચાર-છ કલાકમાં જ પાંચ રંગે દીપતો એક કીડો ખાળમાં ઘૂસતો દેખાયો.

"મારો...મારો....આ રહ્યો....આ ગયો..." સૈનિકો અને સેનાપતિ બોલવા લાગ્યા. ચારે બાજુથી પથ્થરોનો માર થવા લાગ્યો. પણ એક અદ્દભુત બીના ત્યાં બની. મરવા તૈયાર થવાને બદલે એ કીડો તો પાણીમાં ગરકાવ થઈ જવા લાગ્યો; મરવા માટે એ ધરાર તૈયાર ન હોય એમ લાગ્યું. આખા દિવસના પરિશ્રમે થાકી ગયેલા સેનાપતિ કન્દુક સ્વામી આનંદ પાસે ગયા. તેમણે પૂછ્યું, "ભગવન્ ! મહારાજાનો આત્મા કીડાના દેહમાં મરવા માટે જરાય તૈયાર નથી જણાતો. હવે મારે શું કરવું ?"

સ્મિત કરતાં સ્વામીજી બોલ્યા; "કન્દુક ! દરેક જીવ જીવવા ઇચ્છે છે; મરવાનું તો કોઈને ગમતું નથી. માટે હવે એ પ્રયત્ન છોડી દો.

"તમારો રાજા એની રાણીઓમાં અતિ આસક્ત હતો. એ આસક્તિનું જ આ પરિણામ છે, રાણીઓના મેલામાં જન્મવાનું; જીવવાનું અને મરવાનું."



## ચાંપરાજવાળો બહારવટીઓ

એનું નામ હતું ચાંપરાજવાળો; એ હતો બહારવટીઓ. એના નામની હાક વાગતી. રોતાં બાળકો એનું નામ પડતાં હેબતાઈને ચૂપ થઈ જતા.

એક દી એને આ જિંદગી ઉપર નફરત વછૂટી ગઈ. સાદા-સીધા જીવનની એને ભૂખ જાગી. એક અંગ્રેજ રેસીડન્ટને ત્યાં એ નોકરીએ રહી ગયો.

મહિનાઓ પસાર થઈ ગયા. ચાંપરાજવાળો હવે સારા નોકર તરીકેની ખ્યાતિ પામીને મસ્ત જીવન જીવતો હતો. અંગ્રેજ સાહેબની પણ એના ઉપર ભારે મહેરબાની હતી. નવરાશના સમયમાં ઘણી વાર એની સાથે તૂટીફૂટી હિન્દીમાં વાતો કરીને મજા માણતા.

એક વખત લેડી સાહેબને પેટમાં સખત પીડા ઊપડી. પીડા અસહ્ય થતાં એકદમ મુંબઈ લઈ જવાં પડયાં. નિદાન કરતાં જણાયું કે પેટનું બાળક પોતાના સ્થાનેથી સહેજ ખસીને આડું થઈ ગયું છે. ઉપચારો ચાલુ થયા. પણ બધું ય નિષ્ફળ ગયું. પીડાનો પાર નથી; સાહેબે દસ હજાર રૂપીઆ જોતજોતામાં ખર્ચી નાંખ્યા. પણ કશો જ ફાયદો ન થતાં લેડી સાહેબને પાછાં ઘેર લાવવામાં આવ્યાં.

રાત ને દિવસ લેડી સાહેબ ચીસો પાડે છે. પતિની ચિંતાનો કોઈ આરોવારો નથી. એક વાર ચાંપરાજવાળાની સ્વામિભક્તિ અંતરમાં ઘૂમરી લેતી બૂમો દેવા લાગી, “અલ્યા,

બહારવટીઆ! તારાં શેઠાણીનું દુઃખ તું દૂર કરી શકે તેમ નથી? ઊભો થા અને કામ કર.... સંસ્કૃતિનાં સત્‌ હજી મરી પરવાર્યાં નથી હાં!"

અને....ચાંપરાજવાળો ઊઠયો. મનોમન વિચાર કરીને ભરબપોરે સીમાડે એક લટાર મારી આવીને એક ગ્લાસના પાણીમાં પોતાના શરીરનો પસીનો એક આંગળી ઉપર લઈને ભેળવી દીધો. સાહેબ પાસે જઈને કહ્યું કે "આ પાણી લેડી સાહેબને પીવડાવી દો. દસ મિનિટમાં આરામ થઈ જશે."

"ડૂબતો માણસ તરણું પણ ઝાલે" એ ન્યાયે સાહેબે પોતાનાં પત્નીને પાણી પીવડાવ્યું. ખરેખર દસ જ મિનિટમાં દુઃખાવો સંપૂર્ણ બંધ થઈ ગયો!

પતિ-પત્નીના અચંબાનો પાર ન રહ્યો. ચાંપરાજવાળાને દવા પૂછી. જ્યારે દવા જણાવવાનો ખૂબ આગ્રહ કર્યો ત્યારે તેણે પોતાનાં શરીરનો પસીનો આંગળી ઉપર બતાડતાં કહ્યું કે, "આ મારી દવા!"

"યે નહિ હો શકતા હૈ, ટુમ જૂઠ બોલતે હો." સાહેબે કહ્યું.

તે વખતે ચાંપરાજવાળાએ કહ્યું, "સાહેબ! હું જૂઠું બોલતો નથી. મારી વાતમાં વિશ્વાસ રાખો. ખરી વાત એ છે કે આ પસીના પાછળ મારાં માતાપિતાના બ્રહ્મચર્યનું બળ છે. આપ મારી વાત સાંભળો.

"જ્યારે હું બે વર્ષનો હતો ત્યારે એક દી બપોરે ખેતરેથી એકાએક મારા બાપા ઘેર આવ્યા. મારી બા સાથે

સહેજ અડપલું કર્યું. કરતાં તો કર્યું પણ તરત મારી માએ પથારીમાં સૂતેલા મારી સામે જોયું હું તે વખતે બા–બાપાની સામે જ જોઈ રહ્યો હતો. આથી મારી બાને જોરદાર આઘાત લાગ્યો કે, "આ છોકરામાં હવે કેવા ખરાબ સંસ્કાર પડશે ?" આ આઘાત તેનાથી જીરવાયો નહિ. રાત પડતાં તો તેણે જીભ કચડીને આપઘાત કર્યો !

"સાહેબ ! આવી પવિત્ર માતાનું હું ફરજંદ છું. એના પસીનામાં રોગનાશ કરવાની શક્તિ હોય જ તેમાં શી નવાઈ ?"

ચાંપરાજવાળાની આ વાત સાંભળીને સાહેબ એને પ્રેમથી ભેટી પડયા. લેડી સાહેબની આંખમાંથી પણ હર્ષનાં આંસુ નીકળી ગયા.



## બે ચોકીઆત

એક હતો શેઠ; સહુ તેમને 'સાહેબ' કહીને બોલાવતા; કેમકે એમનો આખો ય ઉછેર અને સઘળી રહેણી-કરણી પરદેશી સાહેબોના જેવી જ હતી.

શેઠના પરિવારમાં લેડી-સાહેબ, ચાર દીકરાઓ; અને એમની વહુઓ વગેરે....વગેરે....મળીને લગભગ પચાસ માણસો હતા. પરિવારમાં એકબીજાની આમન્યા હતી એટલે એકંદરે સહુ સુખી જીવન જીવતાં હતાં.

શેઠનો બંગલો વિશાળ હતો. ચોમેર મોટો બગીચો હતો. આ બધાયની સાચવણી ખાતર નોકરોનો મોટો સમૂહ પણ રાખવામાં આવ્યો હતો. આ નોકરોમાં બે ચોકીઆતો હતા. આખા બંગલા ફરતા ચક્કર મારવાનું કામ એમને સોંપાયું હતું. એક હતો; દિવસનો ચોકીઆત અને બીજો હતો; રાતનો.

એક દિવસની વાત છે. સવારના સમયે સાહેબ ચા–પાણી કરતા હતા તે વખતે રાતનો ચોકીઆત દોડતો આવ્યો અને સાહેબના પગ પકડીને કહેવા લાગ્યો, "સાહેબ! ત્રણ દિવસ પછી આપ પ્લેઈનમાં લંડન જવાના છો; પણ હું આપને નહિ જવા દઉં."

સાહેબ તો આ વાત સાંભળીને એકદમ છેડાઈ પડયા. "આવા અભણ અને અજજડ માણસને મારી વાતમાં ડખલ કરવાનો શો અધિકાર?" સાહેબ મનમાં જ બબડી ઉઠયા.

પછી મોટેથી બરાડીને તેમણે ચોકીઆતને કહ્યું. "ગેટ–આઉટ! યુ ફુલ! [ઓ મૂર્ખ; અહીંથી ચાલ્યો જા.] તારે મારી વાતમાં કદી ડખલ કરવી નહિ."

"પણ સાહેબ.... મને મારી નાંખવો હોય તો મારી નાખો પણ એ પ્લેઈનમાં આપને હું નહિ જ જવા દઉં; કેમકે મને આજે રાત્રે સ્વપ્નું આવ્યું છે, જેમાં મેં આપનું પ્લેઈન સળગીને ધરતી ઉપર તૂટી પડતું જોયું છે." ચોકીઆત એકીશ્વાસે બોલી ગયો. સાહેબની બાજુમાં બેઠેલાં લેડી સાહેબ

જ્યાં આ વાત સાંભળી ત્યાં એ ચમકી ગયાં. વચમાં પડીને તેમણે તરત જ સાહેબને કહી દીધું, "તો તો હું પણ કહું છું કે તમારાથી નહિ જવાય. ટિકિટ કેન્સલ કરાવી દો. ન કરે નારાયણ, અને સ્વપ્ન સાચું પડી જાય તો!"

હવે સાહેબ પ્રતીકાર કરી શકયા નહિ. ટિકિટ કેન્સલ કરાઈ. સાહેબ તો મનમાં ખૂબ સમસમી રહ્યા.

અને.... ત્રીજા દિવસે એ પ્લેઇન ઊડ્યું. 'ખરેખર.... થોડી જ વારમાં સળગી ઊઠ્યું. વળતે દિવસે છાપામાં એ સમાચાર પ્રગટ થતાં જ સાહેબનું આખું કુટુંબ આનંદવિભોર બની ગયું. રાતના ચોકીઆતને મોટું ઇનામ અપાવવા માટે નાનામોટા–સહુએ સાહેબ પાસે તેને ખડો કરી દીધો.

પણ... સાહેબનું મોં ઉદાસ હતું. મોતના મુખમાંથી બચી ગયા છતાં એનો અનેરો આનંદ એમના મોં ઉપર દેખાતો ન હતો.

બધા ચકિત થઈને ચૂપચાપ ઊભા રહ્યા. છેવટે લેડી સાહેબે મૌન તોડયું અને ચોકીઆતને બે હજાર રૂપિઆનું ઇનામ આપવાની વાત રજૂ કરી. ચેકબુક મંગાવીને સાહેબે તરત બે હજાર રૂપિઆનો ચેક લખી આપ્યો અને પછી હાથમાં લેટર–પેડ લઈને લખવાની શરૂઆત કરી.

"રાતના ચોકીઆતને હું એક મહિનાની નોટિસ સાથે નોકરીમાંથી બરતરફ કરું છું."

આ વાંચીને આખો ય પરિવાર સ્તબ્ધ થઈ ગયો. લેડી-સાહેબે સાહેબને પૂછ્યું, "પણ....આમ કરવાનું કાંઈ કારણ?"

સાહેબે કહ્યું, "સ્વપ્ન ક્યારે આવે? ચોકીઆત ઊંઘ્યો હોય તો જ સ્વપ્ન આવે ને? આમ રાતના આ ચોકીઆતે જાગતા રહેવાની મારી આજ્ઞાનો ભંગ કર્યો છે! આજ્ઞાભંગ થયા પછીનો કોઈ પણ લાભ મારે મન નકામો છે. આજ્ઞા-ભંગની સજા થવી જ જોઈએ."



## દીવાલ સાફ કરીએ

[બોધ: મનની મેલી દીવાલે દોરતાં ધર્મોનાં ચિત્રો કદી શોભે નહિ.]

એક હતો રાજા; દરેક વાતનો ભારે રસીઓ. એમાં ય એક વાતનો તો એ ખૂબ આગ્રહી હતો કે ભારતની કોઈ પણ કળા, કારીગરીનો ઉત્કૃષ્ટ નમૂનો તો એના રાજ્યમાં હોવો જ જોઈએ.

એક દિવસ એને ભારતમાં જેનો જોટો ન મળે એવી એનસૂત ચિત્રશાળા બનાવવાનો વિચાર થયો. તરત જ સારા ચિત્રકારોની તપાસ શરૂ થઈ; અને બે વિખ્યાત ચિત્રકારો એને મળી ગયા. એમની સૂચના પ્રમાણે ચિત્રશાળા માટેનું મકાન તૈયાર કરાવી દીધું. એ મકાનના મુખ્ય ખંડને લંબચોરસ બનાવવામાં આવ્યો હતો.

બે લાંબી દીવાલો સામસામી બનવાઈ હતી. એકેકી દીવાલ બન્ને ચિત્રકારોને સોંપવામાં આવી. એકબીજાનાં ચિત્રને જોતાં મનમાં–તેવા જ ચિત્ર પ્રત્યે ઝોક આવી જવાની બે ય ચિત્રકારો માટેની–સંભાવના જાણીને રાજાએ એ ખંડની વચમાં લાંબો પડદો કરાવી દીધો. હવે પ્રત્યેક ચિત્રકાર પોતાના મનની જ દુનિયામાં રહે; અને પોતાના મનમાં ઉપસેલું ચિત્ર અસાધારણ કૌશલ્ય દાખવીને પીંછીના કસબથી દીવાલ ઉપર કંડારે એ જોવા રાજા ખૂબ ઉત્સુક હતો.

છ મહિનાનો સમય આપવામાં આવ્યો અને સારા દીવસે ચિત્રકામ શરૂ થયું.

જોતજોતામાં છ માસ પૂરા થઈ ગયા. બન્ને ચિત્રકારોએ રાજાને ચિત્ર જોવા માટે ચિત્રશાળામાં પધારવાનું આમન્ત્રણ આપ્યું. સામંતો, સરદારો, સ્વજનો અને બંધુઓ સાથે રાજા ચિત્ર જોવા આવ્યા.

પહેલું ચિત્ર જોતાં જ સહુ મોંમાં આંગળાં નાંખી ગયા! એકી અવાજે સહુ ' અદ્દભુત ' ' અદ્દભુત ' બોલવા લાગ્યા. એ ચિત્રમાં એક જગાએ ઉદય પામતા સૂર્યનાં કિરણો તળાવના પાણી ઉપર પડતાં દેખાડયાં હતા. ઘટાદાર વૃક્ષોની હરીઆળી તો કોઈ અનોખી જ દેખાતી હતી. કળા કરતા મોરલાનાં પીંછાંના રંગોનું મિશ્રણ જોઈને તો રાજા સાહેબ મોંમાં આંગળાં નાંખી ગયા.

પછી બીજી દીવાલનું ચિત્ર જોવા સહુ ગયા. પણ અફ્સોસ! એ દીવાલ ઉપર હજી સુધી પીંછી જ ફરી ન હતી.

છ મહિના સુધી એ ચિત્રકારે માત્ર દીવાલ ઘસવાનું જ કામ કર્યું હતું. ચિત્રકામ તો હજી શરૂ જ થયું ન હતું. રાજાની નજરમાં હજારો રૂપીઆનું પાણી થઈ જતું દેખાયું. રાજા ક્રોધથી લાલ-પીળા થઈ ગયા. એમણે ખૂબ કઠોર શબ્દોમાં ચિત્રકારને સખત ઠપકો આપ્યો.

ચિત્રકારે રાજાને કહ્યું "રાજન્! આવેશ ન કરો. ચિત્ર તૈયાર જ છે. આ ખંડમાં જે આડો પડદો મૂકવામાં આવ્યો છે તે દૂર કરાવો એટલી જ આ કારીગરની માંગણી છે."

તરત જ પડદો દૂર કરાયો. પેલા ચિત્રને તો ક્યાંય વામણું બનાવી દે એવું અનોખું ચિત્ર આ દીવાલ ઉપર જાણે તરતું થઈ ગયું. રાજા તો ટગર ટગર જોવા લાગ્યો. ચિત્રમાં રહેલા મોરને તો એણે એવો જીવતો-જાગતો જોયો કે એને પકડવા જ એ દોડી ગયો!

ખડખડ હસી પડતાં ચિત્રકારે કહ્યું, "રે! આ તો ચિત્રનો મોર છે; ધરતીનો નહિ."

આ સાંભળીને રાજા ભોંઠો પડી ગયો. ચિત્રકારે કહ્યું, "રાજન! મારા મિત્ર ચિત્રકારે જે ચિત્ર એમની દીવાલે બનાવ્યું છે એ જ ચિત્ર અહીં ઉપસી ગયું છે. છતાં આટલી બધી જીવંતતા અહીં દેખાવાનું કારણ એ છે કે એની દીવાલ એકદમ સાફ છે." રાજાએ આ ચિત્રકારને મોટું ઇનામ આપ્યું.



## દ્રવ્યદર્શને રાગ; પર્યાયદર્શને વિરાગ

એક દિવસ એક નગરના રાજાએ ભોજન-સમારંભ ગોઠવીને સ્વજનો અને સ્નેહીજનો આમન્ત્રણ આપ્યું સુબુદ્ધિ નામના જૈન મન્ત્રીને ય બોલાવાયા હતા. અત્યંત રસવતી વાનગીનાં વખાણ કરતાં જ્યારે કોઈ થાકતું ન હતું ત્યારે સુબુદ્ધિ મન્ત્રીએ મૂંગા જ રહેવાનું પસંદ કર્યું. રાજાને એની આ રીત ન ગમી. એ બોલી ઊઠયા, મન્ત્રીશ્વર તો માત્ર રાજકાજમાં જ રસ ધરાવે છે. એમને બીજું કાંઈ ગોઠતું જ નથી.

તો ય મન્ત્રી કાંઈ ન બોલ્યા. સહુ વીખરાયા.

વળી એક દિવસ રાજા, મન્ત્રી વગેરે સાથે ફરવા નીકળ્યા. રસ્તામાં ભયંકર બદબૂ છોડતી ખાળ આવી. સહુએ નાકે ડૂચા માર્યા, પણ મન્ત્રીને તો જેમના તેમ જ ઘોડા ઉપર બેસી રહેલાં જોઈને રાજા ખૂબ આશ્ચર્ય પામી ગયા! બધાએ છી....છી....છી....કર્યું.

એ દિવસે મન્ત્રીએ મનમાં ગાંઠ વાળી કે રાજા વગેરે સહુને 'સત્ય' સમજાવવું જોઈએ અને સન્માર્ગે વાળવા જોઈએ.

બીજે દિવસે મન્ત્રીએ ઘડો ભરીને એ જ ખાળનું ગંધાતું પાણી ઘરે મંગાવ્યું. એકની નીચે એક-એમ સાત ઘડા ગોઠવ્યા. દરેકમાં રેતી નાંખીને તે પાણી રેતીથી ગાળી લીધું. ત્યાર પછી કનક નામના ચૂર્ણથી સાત દિવસ સુધી ગાળીને નિર્મળ કર્યું. ત્યાર પછી અકેકા સુગંધિત દ્રવ્યનું

મિશ્રણ કરીને સાત–સાત દિવસ રાખ્યું. એમ કુલ ૪૯ દિવસે ખાળના એ ગંધાતા પાણીના રૂપ–રંગ અને રસ–બધુંય બદલાઈ ગયું. એમાં સઘળાં ય પાણીથી સાવ નોખી–અનોખી જ રસમયતા, અને ગંધમયતા ઉત્પન્ન થઇ ગઈ.

એક દિવસ મન્ત્રીએ, રાજાથી માંડીને બધાય સ્વજનો અને સ્નેહીજનોને પોતાને ત્યાં ભોજન–સમારંભ ગોઠવીને આમન્ત્ર્યા.

વાનગીઓ અત્યંત રસવતી બની હતી, પણ જ્યાં દરેકની પાસે પેલા સુગંધિત્ જળના ભરેલા પ્યાલા ગોઠવાયા ત્યાં તો આખા ખંડની હવા જ પલટાઇ ગઇ. ચોગરદમ સુગંધ! એકલી સુગંધી! આમન્ત્રિતોનાં મગજ એ સુગંધની માદકતાથી તરબતર બની ગયાં.

અને જ્યાં સહુએ એ પાણી પીધું ત્યાં તો દરેકના મોંમાંથી ન સમજાય એવો આનંદનો સીસકારો નીકળી ગયો! સહુ બોલી ઊઠ્યા:

અદ્ભુત જલ!

રાજાએ કહ્યું, "સુબુદ્ધિ! આજ સુધી તમે મને કેમ આવા અનુપમ પાણીની વાત પણ ન કરી! શું આપણા નગરમાં જ આ પાણી ક્યાંક વહી રહ્યું છે?"

"જી, હા....પેલી ખાળમાં જ, જેની દુર્ગંધથી આપે નાકે રૂમાલ દાબ્યો હતો!" મન્ત્રીએ કહ્યું.

"અસંભવ..અસંભવ.." એકી અવાજે સહુ બોલી ગયા!

સુબુદ્ધિ મન્ત્રીએ ગંભીર બનીને, ઠાવકા મોંએ કહ્યુ "રાજન્! અપરાધ માફ કરજો. આ તે જ ખાળનું, તે જ ગંધ મારતું પાણી છે."

ત્યાર પછી મન્ત્રીશ્વરે તેનું આ રૂપાન્તર કેવી રીતે થયું? તે સઘળી વાત માંડીને કરી. અને છેવટે કહ્યું, "રાજન્! હવે આપ સમજી શકશો કે આપના રસવંતા ભોજનસમારંભમાં અને ખાળની દુર્ગંધમાં હું કેમ સ્થિતપ્રજ્ઞ બની રહ્યો હતો?

"રાજન્! જે દ્રવ્યને જ જુએ છે તેને જ રાગ અને ધિક્કાર જાગે છે, પણ દ્રવ્યના પર્યાયોને જે જુએ છે તેને સર્વત્ર વિરાગ જ પ્રાપ્ત થાય છે."



## ૫૫: પૈસાનો કે પુણ્યનો!

[ ધર્મમાં ધન દે, અને પુણ્યનું 'એક્ષચેંજ' મેળવો ]

"અરે, સજ્જન! સાડા બાર ક્રોડની મહેસૂલની ઉઘરાણી હજી સુધી રાજ્યની તિજોરીએ તમે જમા કરાવી નથી?" પાટણના મહારાજા સિદ્ધરાજ જયસિંહે સહેજ કરડી નજર સાથે મન્ત્રીશ્વર સજ્જનને પ્રશ્ન કર્યો.

વાત એમ બની હતી કે એક વાર સજ્જન મન્ત્રી ગિરનારતીર્થની યાત્રાએ ગયા હતા. ત્યાંનાં દેરાસરોની જીર્ણશીર્ણ દશા જોઈને તેમનું અંતર દ્રવી ઊઠ્યું હતું.

સાડા બાર ક્રોડ સોનૈયાની મહેસૂલની ઉઘરાણી હજી પોતાની પાસે જ હતી. તેમણે તરત જ વિચારી લીધું કે, "આજે તો આ રકમથી જીર્ણોદ્ધારનું કાર્ય કરી લઉં; આવતી કાલે ગમે તે રીતે એ રકમ મેળવીને રાજકોષમાં જમા કરાવી દઈશ.

શિલ્પીઓએ ટાંકણાં ઉપાડયાં. ધમધોકાર કામ શરૂ થયું. થોડા જ સમયમાં દેવવિમાન જેવાં બની ગએલાં એ જિનાલયોના શિખર ઉપર ગગનચુંબી ધજાઓ ફરફર થવા લાગી.

રાજના ધનથી આ રીતે જીર્ણોદ્ધાર કરાવવો એ બેશક અનુચિત કાર્ય હતું. કોકે મહારાજા સિદ્ધરાજને કાને એ ફરીઆદ કરી અને સિદ્ધરાજનો આત્મા ઊકળી ઊઠયો.

સજ્જન મન્ત્રીએ મહારાજાને ખામોશ ધરવાનું જણાવીને સાત દિવસમાં સઘળી રકમ સુપ્રત કરવાનું વચન આપ્યું અને....સોરઠનાં શહેરો અને ગામડાંઓ ઘોડાની એડીએ ખૂંદતા ખૂંદતા મન્ત્રીશ્વર ફાળો એકઠો કરવા લાગ્યા. એક દિવસ સોરઠના વંથળી ગામે આવ્યા. આખોય સંઘ એકઠો કરીને સઘળી વાત કરી. સંઘના અગ્રણીના માથે આફત એ સંઘ-સમસ્તના માથે આફત હતી. સહુ ગંભીર બની ગયા.

થોડી વાર પછી લઘર-વઘર કપડાંવાળો એક વાણીઓ ઊભો થયો. લોકો એને સાકરીઓ કહેતા. એણે મન્ત્રીશ્વરને પોતાને ત્યાં જમવાનું આમન્ત્રણ કર્યું. મોટા શેઠીઆઓ અને

નગરશેઠ રહી ગયા અને 'વહેલો તે પહેલો' ન્યાયને આગળ કરીને સાકરીઆની વિનંતિ સ્વીકારાઈ ગઈ. જમતાં જમતાંય ઉતાવળ કરતા બેચેન મન્ત્રીને સાકરીઆ વાણીઆએ કહ્યું. "મન્ત્રીશ્વર! જરા ય ચિન્તા કરશો નહિ. તમે શાન્તિથી જમી લો; પછી સૌ સારાં વાનાં થઈ જશે." જમ્યા પછીનું ઔચિત્ય પત્યા બાદ સાકરીઓ મન્ત્રીને ભોંયરામાં લઈ ગયો. ત્યાં તૈયાર પડેલી સાડા બાર ક્રોડ સોનામહોરોની થેલીઓ બતાડીને તેણે કહ્યું, "મન્ત્રીશ્વર આ કોથળીઓ મંગાવી લેજો; હવે ક્યાંય ફાળો કરવા જશો નહી: પૂરી સાડા બાર ક્રોડ સોનામહોરો આમાં તૈયાર ભરેલી પડી છે."

મન્ત્રીશ્વર તો આ સાંભળતાં જ થીજી ગયા. હવે કામ પતી ગયું હતું એટલે પુરપાટ વેગે ઘોડો દોડાવીને સજ્જન પાટણ પહોંચ્યા. મહારાજા સિદ્ધરાજને કહ્યું કે રકમ તો તૈયાર છે પરન્તુ એક વાર ગિરનારની યાત્રાએ પધારવું પડશે.

સિદ્ધરાજે એ વાત કબૂલ કરી. બે ય ગિરનાર પહોંચ્યા. દેવવિમાન જેવાં જિનાલયોમાં પરમાત્માનાં દર્શન વગેરે કરીને આનંદમગ્ન બનેલા સિદ્ધરાજ બહાર ઊભા રહીને ગગનચુંબી શિખરોની કારીગરી જોઈને બોલી ઊઠ્યા; "સજ્જન! શિલ્પીઓએ અદ્ભુત કૌશલ દાખવ્યું છે હોં! અને મંદિરના પરમાત્માનું મુખ! ઓહ! જોતાં જ ભલભલા પાપીનાં ય પાપ ધ્રૂજી ઊઠે અને આંખો ચોધાર રડી પડે! ઓહ! આ મંદિરોનો નિર્માતા કેટલું પુણ્ય બાંધશે?"

ધારી તક આવતાં જ સજ્જને કહ્યું, "આજે તો આપના જ પૈસે આ મંદિરોનું નવ-નિર્માણ થયું છે. હવે આપને પૈસો જોઈતો હોય તો સાડા બાર ક્રોડ સુવર્ણ-મહોર તૈયાર છે! અને પુણ્ય જોઈતું હોય તો તે લઈ લો. બેય સાથે તો ન જ બની શકે એ વાત આપ સમજી શકો તેમ છે."

"અરે, સજ્જન! પૈસો માંગીને પુણ્ય જતું કરું એટલો હું શું મૂર્ખ છું.? ના....મારે પૈસો ન ખપે....મને એનું પુણ્ય જ જોઈએ.

"લખાવી દે લેખ, " મહારાજા સિદ્ધરાજે આ જિનાલયોનો જીર્ણોદ્ધાર કરાવ્યો છે."



## ખુશામતખોરી

[ જીહજુરીઆઓથી ધર્મશાસન કદી ચાલી શકે નહિ ]

એ રાજા પચાસ ગામોનો ધણી હતો. બધી વાતે સુખી. બધાં પાપોનો એ પ્રેમી.

એક દિવસ એના મનમાં ઊગ્યું કે થોડો ધરમ કરીશ તો લોકો મને ધર્માત્મા તરીકે નવાજશે અને કીર્તિ ચોમેર પ્રસરશે.

તપ, ત્યાગ કે વ્રત, જપનો ધરમ તો રાજાને ભારે પડી જાય તેમ હતો. એને તો સસ્તી કીર્તિ જ કમાઈ લેવી

હતી. વિચાર કરતાં એણે શોધ કરી કે ધરમની વાતો કરવાથી ધર્મી તરીકેની ખ્યાતિ સહેલાઈથી મળી જાય ખરી.

બીજા દિવસથી ધર્મગોષ્ઠી શરૂ થઈ. ગામના વિદ્વાન પુરોહિત પ્રભાશંકર શાસ્ત્રીને આમંત્રણ અપાયું

દિવસો જતાં, બધી રીતે પૂરા અને શૂરા રાજાની 'ધર્મરાજ' તરીકેની ખ્યાતિ ચોમેર પ્રસરતી ચાલી.

એક દિવસ માંદગીના કારણે પ્રભાશંકર શાસ્ત્રી ધર્મગોષ્ઠી સભામાં ઉપસ્થિત થઇ ન શકયા. શાસ્ત્રીજીને એક યુવાન પુત્ર હતો. થોડીક વાતો કરીને શાસ્ત્રીજીએ આજે તેને તૈયાર કરી દીધો.

બની-ઠનીને શાસ્ત્રીપુત્ર ધર્મગોષ્ઠી અર્થે રાજસભામાં પહોચ્યા. ધર્મરાજે તેમને સારી રીતે આવકાર્યા.

ધર્મગોષ્ઠીમાં વાતો કરતાં કરતાં શાસ્ત્રીપુત્રે એક દુહો પુકાર્યો....

તિલભર મછલી ખાય કે, કરે કોટિ ગૌ દાન....
કાશી કરવટ લે ચલે; તો ભી નરક નિદાન."

આમાં 'મછલી' અને 'નરક' એ બે શબ્દો આવતાં જ ધર્મરાજ ચોકન્ના થઈ ગયા; કેમકે તેમને માછલીનું ભોજન ખૂબ પ્રિય હતું અને નરકની વાતોથી એ કયારેક ધ્રૂજી પણ ઊઠતા હતા.

એમણે તરત જ એ દુહાનો અર્થ પૂછયો.

નિખાલસ અંતરના યુવાન શાસ્ત્રીપુત્રે અસંદિગ્ધ શબ્દોમાં એનો અર્થ જણાવતાં એ વાત કરી કે, "તલ જેટલી પણ માછલી ખાનારને અવશ્ય નરકે જવું પડે છે.... પછી ચાહે તેટલો તે ધરમ કરે."

ધર્મરાજ માટે તો આ વાત વીજળીપાત જેવી હતી. એમનાથી માછલીનો ત્યાગ થઇ શકે તેમ ન હતો.... એટલે આ સાંભળતાં જ એમનું મુખ ક્રોધથી લાલચોળ થઈ ઊઠ્યું. રાડ પાડીને ફરીથી સ્પષ્ટાર્થ પૂછ્યો; પણ નીડર શાસ્ત્રીપુત્રે એ જ અર્થ જણાવ્યો.

"ચાલ્યો જા અહીંથી, ચબાવલા....તારું મોં પણ ન બતાડીશ; તારા બાપને આજથી જ હું આ નોકરીથી છૂટો કરું છું." ધર્મરાજે જણાવી દીધું.

એકાએક મામલો બીચકી જતાં શાસ્ત્રીપુત્ર કાંઈક ગભરાઈ ગયા. ઝટ ઘર ભેગા થયા. પિતાજીને સઘળી વાત કરી.

રે વત્સ! આ તેં શું કર્યું? આપણે તો રોટલા સાથે કામ; રાજાનાં પાપ રાજા જાણે....એ કેમ ખુશ રહે એ જ આપણે જોવાનું; એને નાખુશ કરીને આપણે જવું ક્યાં? ચલ, હવે જે બન્યું તે ખરું. આવતીકાલે હું બધી બીગડી સુધારી લઇશ." પ્રભાશંકર શાસ્ત્રીએ ગંભીર બનીને પુત્રને કહ્યુ.

બીજે દી રાજસભામાં જઇને શાસ્ત્રીજીએ કહ્યું, "જય હો ધર્મરાજનો! મારા દીકરાએ શાસ્ત્રાર્થ કરવામાં થાપ ખાધી છે. તે દુહાનો સાચો અર્થ સાંભળીને જે કરવું હોય તે આપ કરજો."

કાંઇક ઠંડા પડેલા રાજાએ સાચો અર્થ જણાવવા કહ્યું ત્યારે શાસ્ત્રીજી બોલ્યા કે, "દુહો એમ કહે છે કે જો માત્ર તલ જેટલી જ માછલી ખાય તો નરકે જ જવું પડે. પછી ચાહે તેટલો ધર્મ કરે.

"પણ આપ નામદાર તો થાળીઓ ભરી ભરીને માછલી આરોગો છો માટે આપ સાહેબ માટે તો સ્વર્ગની અપ્સરાઓ જ રાહ જોતી ઊભી છે.... સિવાય કાંઇ જ નહિ!"

શાસ્ત્રીજીનો રહસ્યાર્થ સાંભળીને આનંદવિભોર બની ગયેલા ધર્મરાજે પાંચસો સોનામહોર ભેટ કરી અને નોકરી વંશપરંપરાની કરી આપી.



## ચલણા હૈ, રેણા નહિ

[યુગો નહિ; પળો ઇતિહાસ સર્જે છે]

તુર્કસ્તાનનો એ બાદશાહ હતો.

સીરાજુદ્દુલ્લા એનું નામ હતું. તુર્કની પ્રજા એને 'સીરાજુ' કહેતી.

અઢળક સંપત્તિ અને અમર્યાદ સત્તાના પુણ્યથી એના રાજ્યનો સૂર્ય કદી આથમતો ન હતો. પણ સત્તા અને સંપત્તિના કેફ કોને નથી ચડયા? એવા કેફ વિનાનો સત્તાધારી કે સંપત્તિમાન તો કોક વિરલો જ જડે.

સીરાજી પણ એના નશાથી મુક્ત રહી શકયો ન હતો. પરિણામે યૌવનના ઉંબરે પગ મૂકતાં પહેલાં જ એણે

પોતાની જીવનની ચાદર અનાચારના કાજળથી કાળીમેંશ કરી હતી.

સુરા અને સુંદરી જ એનું જીવન બન્યું હતું. પ્રજાની નાખુશીની એને કોઈ પરવાહ ન હતી. એણે આ ધરતી ઉપર જ નશાબાજીનું સ્વર્ગ ઉતાર્યું હતું, એટલે સ્વર્ગમાં જવાની પણ એને ચિંતા ન હતી.

કિન્તુ પાપીને પણ પાપી કહેવડાવવું ગમતું નથી; 'ધર્મી' તરીકે પંકાઈ જવાની ખેવનાથી અધર્મીઓ પણ મુક્ત રહી શકતા નથી.

સીરાજીએ પણ પોતાના દરબારમાં ધર્મગોષ્ઠીનો સમય ગોઠવ્યો. મોલવીઓ અને ફકીરોને આમન્ત્રણ અપાયાં.

સુંદરીઓના નાચગાન પૂરા થઇ જાય કે તરત એ સભા ધર્મસભામાં ફેરવાઇ જતી. મોલવીઓ કુરાનની આયતો સંભળાવતા અને એના રહસ્યગંભીર અર્થો સાંભળતાં સીરાજુ માથું ધુણાવતો; 'યા ખુદા....યા ખુદા...' વગેરે શબ્દોથી મોલવીઓને પ્રસન્ન કરતો.

ખુશામતખોર મોલવીઓને તો સીરાજુના જીવનની બેઢંગી રફતારની કશી પરવાહ ન હતી. પરન્તુ એક બુઝર્ગ મોલવીને આ વસ્તુસ્થિતિ ખૂબ જ સાલતી હતી અને તેથી જ કડવા થઇને પણ સીરાજુને સાચી વાત સમજાવવાનો તે

સતત પ્રયત્ન કરતા. તક મળે કે તરત સુરા અને સુંદરીના વિલાસ ભરપૂર જીવનથી મુકત થઈને ખુદાની બંદગી કરવાનું સમજાવતા. પરન્તુ અફસોસ ! બધું ય નિષ્ફળ ગયું. પથ્થર ઉપર પાણી પડયું.

પરન્તુ સીરાજુના અંધકારમય પાપી જીવનમાં ય એક દી સોનાનો સૂરજ ઊગી ગયો. મોલવીના ઉપદેશના ચુગો એનો ઇતિહાસ પલટી ન શકયા અને એક બાંદી ( દાસી )ની એક જ પળે; અને એના એક જ વાકયે સીરાજુના ઇતિહાસની કરવટ બદલી નાંખી. જીવનમાં તક તો સદાય બારણે આવીને. ઊભી જ હોય છે; પણ અભાગીને એ દેખાતી નથી. બિચારો એની રાહ જોઇને જ જીવન પૂરું કરી નાંખે છે, જ્યારે સમજદાર માણસ બારણે આવી ઊભેલી એ તકને ઝડપી લે છે, અને એ જ પળે દિવસની ય રાહ જોયા વિના જીવનની બેઢંગી ચાલને પલટી નાખતો હોય છે.

એક દિવસની વાત છે. બપોરનો સમય હતો. ભોજનથી પરવારેલો બાદશાહ સીરાજુ હિંચકા ઉપર આરામ કરતો; સૂતો હતો. મોટાં બેગમ સાહેબ સીવણનું કામ કરતાં હતાં તેટલામાં તેમને કાંઇક યાદ આવ્યું અને બારણે બેઠેલી બાંદીને બૂમ પાડીને કહ્યું " વહાં ચલણા કે નીચે રેણા હૈ; વો ઇધર લે આવ." ( ત્યાં ચાલણીની નીચે રીંગણાં છે તે અહીં લઇ આવ ) પોતાની જગાએથી બાંદી ઊભી થઇ અને

રીંગણાં લેવા ચાલણીની પાસે ગઈ, પણ ચાલણીની નીચે રીંગણાં હતાંજ નહીં. તે સ્તબ્ધ થઈ મનમાં જ બોલી ઊઠી, "રેણા તો હય નહિ." ત્યાં ઊભા ઊભા જ તેણે મોટાં બેગમ સાહેબને કહ્યું, "ચલણા હૈ, રેણા નહિ." (ચાલણી તો છે, પણ રીંગણાં નથી.)

સીરાજુએ આ વાકય સાંભળ્યું. અને એના અંતરને આંચકો લાગ્યો. તે બોલી ઊઠયો, "શું એક વાર મારે પણ ચાલવાનું જ છે? અહીં રહેવાનું નથી? અને....એ જ પળે બાદશાહ સીરાજુ ફકીર થઇને મહેલમાંથી નીકળી પડયો.



## છાડા શેઠ

વઢવાણના એ શેઠ હતા, છાડા એમનું નામ.

શેઠનો એક ભૂતકાળ એવો પણ પસાર થયો હતો, જેમાં એમણે કાળઝાળ ગરીબીનાં દર્શન કર્યાં હતાં. પણ એવા દુઃખી જીવનમાં ય શેઠની રક્ષા ધર્મ-માતાએ કરી હતી. એ માતાએ એવા દુઃખમાં ય એમને દીન બનવા દીધા ન હતા.

હવે શેઠનો સમય પલટાયો હતો. વઢવાણના ટોચ-શ્રીમંતોમાં એમની ગણના થતી હતી.

જે કાંઈ બને છે તે-બધું ય-કર્મના ઉદય વિના તો બનતું જ નથી; પરન્તુ તે તે પરિસ્થિતિના સર્જનમાં કેટલીક વાર કેટલાંક બાહ્ય-નિમિત્તો પણ ભારે અસરકારકતા બતાવી જતાં હોય છે.

ગરીબ મટીને અમીર બનેલા શેઠના જીવનપલટામાં દક્ષિણાવર્ત્ત શંખ અને પરમાત્મા પાર્શ્વનાથની લક્ષણવંતી પ્રતિમાનાં ઘરમાં થએલાં પધરામણાંએ મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો.

જાગ્રત એના અધિષ્ઠાયક દેવોએ શેઠના જીવનનો સિતારો ચમકાવી મૂકયો.

દુઃખે અદીન બની રહેવાની સાધના તો આસમાનના તારા તોડવા જેટલી કઠિન છે.

પરન્તુ શેઠના રૂવાંડે–રૂવાંડે જે જિનધર્મ વ્યાપ્યો હતો એણે આ સિદ્ધિ પણ શેઠના ચરણે ધરી દીધી હતી.

ધર્મી તે જ સાચો કહેવાય, જે દુઃખે અદીન બની રહે; સુખે અલીન બની રહે.

એક દિવસ સુખની એ અલીનતાની પૂરી કસોટી થઈ ગઈ.

રાત્રિનો સમય હતો. અર્ધનિદ્રામાં છાડા શેઠ સૂતા હતા; તેમાં તેમને સ્વપ્ન આવ્યું.

[જે હકીકતે તો દેવ–પ્રદત્ત હોવાથી સત્ય જ હતું.]

બે દેવકુમારો સ્વપ્નમાં દેખાયા. તેમણે શેઠને પૂછ્યું કે તેઓ જાગે છે કે ઊંઘે છે?

શેઠે કહ્યું, "જરૂર જાગું છું. તમે કોણ છો? અને શા માટે અહીં આવ્યા છો?"

દેવકુમારોએ કહ્યું, "શેઠ ! અમે દક્ષિણાવર્ત્ત શંખ અને પરમાત્મા પાર્શ્વનાથની પ્રતિમાના રક્ષક (અધિષ્ઠાયક) દેવ છીએ. જ્યાં એ ત્યાં અમે; ત્યાં નવનિધાન.

"હવે વાત એમ છે કે અમે અહીંથી જઈએ છીએ; કેમકે બધી વસ્તુ અંતે તો પુણ્યાધીન હોય છે. શેઠ ! જતાં પહેલાં અમે આટલું નિવેદન કરવા માટે જ તમારી પાસે આવ્યા છીએ."

"ઓહ ! એમ !" કહીને શેઠ બોલ્યા, "તે શું કોઈ ગુમાનથી તમે મને આ વાત કરવા આવ્યા છો ? તમે અને તમારા પગલે સઘળી સંપત્તિ રવાના થશે તો 'મારું શું થશે ?' એ ચિંતામાં તમે પડ્યા છો ?

"તો મારી વાત જરા સાંભળી લો. જ્યાં સુધી મારા દેવ અરિહંત છે; ગુરુ નિર્ગ્રન્થ છે; અને દયામય ધર્મ છે ત્યાં સુધી – બીજું બધું ય લૂંટાઈ જાય તો ય મને તેની પરવાહ નથી.

રે ? એક ઢેફું નીકળી જાય તો પહાડ કદી રોયો છે

એક પવાલું પાણી જાય તો ગંગા નદીએ કદી અફ્સોસ કર્યો છે ? દેવકુમારો ! તમે શું જતા હતા ? હું જ તમને રવાના કરી દઈશ. આ વાત તમારા અંતરે લખીને અહીંથી વિદાય થજો" ભારે ખુમારી સાથે શેઠે દેવકુમારો જણાવી દીધું. નિઃસ્તબ્ધતા અનુભવતા દેવકુમારો વિદાય થયા. યોગાનુયોગ થોડા જ દિવસોમાં મન્ત્રીશ્વર વસ્તુપાળના શત્રુંજયતીર્થના સંઘે વઢવાણ શહેરની બહાર પડાવ નાખ્યો.

ભારે આદર સાથે છાડા શેઠે સમસ્ત સંઘને સાધર્મિક ભક્તિનો લાભ આપવા માટે પોતાના આંગણે આમન્ત્રણ આપ્યું. સંઘપતિએ તેનો સ્વીકાર કર્યો. ઉત્તમ સામગ્રીથી શ્રીસંઘનો સત્કાર થયો. સહુને તાંબુલ વગેરે આપ્યા બાદ પીતાંબર પહેરીને શેઠ ગાદીએ બેઠેલા સંઘપતિ પાસે આવ્યા. એમના હાથમાં સોનાનો થાળ હતો. તેમાં દૂધ હતું. એ દૂધમાં શંખ અને પ્રતિમાજી પધરાવ્યાં હતાં. એ બન્ને ય વસ્તુ સંઘપતિને અર્પણ કરી દીધી. શેઠનું પુણ્ય પુનઃ વધી ગયું. દેવકુમારો ફરી રાતે આવ્યા અને કહ્યું, " શેઠ! અમે હવે ક્યારેય જવાના નથી. "



## પાપાત્મા કે ધર્માત્મા ?

વાતે વાતે કુમારને માતાપિતા સાથે વાંકું પડવા લાગ્યું. એક દિવસ તો વાત ખૂબ આગળ વધી ગઈ અને ઉશ્કેરાઈ પિતાએ યુવાન રાજકુમારને બે ચાર લપડાકો મારી દીધી. રીસે ભરાએલા રાજકુમારે વહેલી સવારે કેડે તલવાર બાંધીને રાજમહેલનો ત્યાગ કર્યો.

પ્રારબ્ધ લઈ જાય ત્યાં જવાની તૈયારી સાથે વનમાં પ્રવેશ કર્યો. બીજા દિવસનું પ્રભાત ઊગ્યું. ફળાહાર કરીને રાજકુમાર આગળ વધે છે, ત્યાં તેની સામે એક ઘોડેસ્વાર આવીને ઊભો. એ બુકાનીધારી હતો. એને જોતાં જ રાજકુમારે મ્યાનમાંથી તલવાર ખેંચી કાઢી, પેલા ઘોડેસ્વારે રાજકુમારને પડકારીને કહ્યું, " જે હોય તે નીચે મૂકી દે."

પણ આ તો ક્ષત્રિયાણીનો દીકરો હતો. કશું ય બોલવાને બદલે એણે તલવારના દ્વંદ્વયુદ્ધમાં ઝંપલાવી દીધું. બે વચ્ચે જબ્બર લડાઈ ચાલી. થોડી જ વારમાં ઘોડેસ્વાર થાકવા લાગ્યો. લાગ જોઈને રાજકુમારે એની તલવાર ઉપર જોરથી તલવારનો ઘા કર્યો અને ઘોડેસ્વારની તલવાર દૂર જઈને પડી. ધરતી ઉપર પડતાંની સાથે જ ઘોડેસ્વારના મોમાંથી ઈષ્ટદેવના સ્મરણરૂપે "નમો અરિહંતાણં" શબ્દો નીકળી પડયા. પોતાનું મરણ નજદીકમાં જાણીને તેણે અંતસમયે ઈશ્વરનું સ્મરણ કરી લીધું; અને પળમાં જ તે બેભાન થઈ ગયો.

આ મન્ત્રવાક્ય સાંભળતાં જ રાજકુમાર સ્તબ્ધ થઈ ગયો. જલસિંચન કરીને તેને જાગૃત કરીને કહ્યું, "લે, ઉઠાવ તલવાર, ફરી યુદ્ધ આરંભીએ."

ઘોડેસ્વારે હસી પડતાં કહ્યું. "હવે યુદ્ધ શેનું?' હું તો કયારનો મરી ગયો હોત. પણ તેં મને નિઃશસ્ત્ર સ્થિતિમાં માર્યો નહિ. કેવી અનોખી તારી સજ્જનતા! તારા જેવા સજ્જન સાથે યુદ્ધ ન શોભે."

રાજકુમારે એની મૈત્રી સ્વીકારી. બે ય એક વડલા નીચે બેઠા. રાજકુમારે ઘોડેસ્વારને પૂછયું, "તમે કોણ છો? અને લૂંટારુંનું જીવન જીવવા છતાં તમારા મોંમાં ઈશ્વર-સ્મરણ શી રીતે? મને આમાં ખૂબ જ વિરોધાભાસ દેખાય છે.

ઘોડેસ્વારે કહ્યું, "કુમાર, શાંતચિત્તે મને સાંભળો.

સાવકી રાજરાણીના ત્રાસવાદનો હું ભોગ બન્યો. એક દિવસે એ અપરમાએ મને કામણ–ટૂમણ કરીને કાંઈક ખવડાવ્યું. અર્ધપાગલ જેવી સ્થિતિમાં હું રાજમહેલમાંથી ચાલી નીકળ્યો. ચાલતાં ચાલતાં વનમાં પહોંચ્યો. ભૂખ અને તરસથી ખૂબ અકળાયો હતો ત્યાં ઢોરોનાં મડદાંથી ગંધાયેલું તળાવ જોયું. ઝટ તેનું પાણી પીવા ગયો ત્યાં એ દુર્ગંધને લીધે મને ભયંકર ઊલટી થઈ. એમાં પેલું મન્ત્રિત તત્ત્વ પણ નીકળ્યું. એ જ વખતે ત્યાં એક પલ્લીપતિ આવ્યો. તે મારા સગા કાકા જ નીકળ્યા. મારી સ્થિતિ જાણીને તેમણે મને પલ્લીપતિપદે આરૂઢ કર્યો અને પોતે સતત જેનું રટણ કરતા હતા તે જૈની દીક્ષા લીધી.

"રાજકુમાર! હવે આજે તમે મને મળ્યા છો. પલ્લીપતિ તરીકેના પાપિષ્ઠ જીવનથી હું ત્રાસી ગયો છું. મારે જૈની દીક્ષા લઈને આત્મકલ્યાણ સાધવું છે તો હવે તમે મારી પલ્લીને સંભાળી લો એટલે હું આત્મકલ્યાણના પંથે વળું."

અને....તે જ દિવસે રાજકુમારને પલ્લીપતિ પદે આરૂઢ કરીને જૂના પલ્લીપતિએ સદ્ગુરુની શોધમાં ત્યાંથી વિદાય લીધી



# એક જ નબળી કડી

[ બોધકથા ]

જર્મન દેશમાં ખૂબ લોકપ્રિય બનેલી આ દંતકથા છે.

એક કાળમાં દેવો અને દાનવો વચ્ચે ઘોર યુદ્ધો થયા કરતાં. દાનવોની કુટિલતા પાસે દેવો 'ત્રાહિ મામ્' પોકારી ગયા હતા.

એ સમયે આ ધરતી ઉપર સિગ્ફ્રીડ નામનો એક યુવાન વસતો હતો. એની તાકાત બેજોડ હતી; એનો પુરુષાર્થ અસાધારણ હતો.

કોઈ એક કારણસર દાનવોનો રાજા, સિગ્ફ્રીડ સાથે અથડાઈ ગયો. બંને વચ્ચે અઘોર તુમુલ જામ્યું. દેવો અને દાનવો આકાશમાં રહીને આ ભયાનક સંગ્રામ જોતાં મોંમાં આંગળાં નાખી ગયા.

પણ સિગ્ફ્રીડને વિજયની એક તક મળી ગઇ. થાકેલો દાનવરાજ જરાક દાવ ચૂકયો કે તરત જ તેણે તેની ઉપર તલવાર ઝીંકી.... એક જ પળમાં ચિત્કાર કરતો દાનવરાજ ધરતી ઉપર ઢળી પડયો. ત્યાં મોટું લોહીનું ખાબોચિયું થઈ ગયું.

હર્ષની ચિચિયારીઓ કરતા દેવો ધરતી ઉપર ઊતર્યા, સહુએ સિગ્ફ્રીડને ધન્યવાદ આપ્યા. દેવોના રાજાએ વરદાન આપ્યું અને કહ્યું કે, "આ લોહીના ખાબોચિયામાં તું સ્નાન કર, જયાં જયાં શરીરને એ લોહી અડશે તે અંગો અભેદ્ય-અમર બની જશે."

આનંદવિભોર બનેલો સિગ્ફ્રીડ તે ખાબોચિયામાં પડયો પણ સ્નાન કરતી વખતે ત્યાં જ ઊભેલા પીપળાના ઝાડનું પાંદડું તેના ખભે ચોંટી ગયું.

આખા શરીરે લોહી સ્પર્શ્યું પરન્તુ ખભાનો એ ભાગ લોહીથી વણસ્પર્શ્યો રહી ગયો.

આ વાત ત્યાં જ દૂર ઊભેલી સિગ્ફ્રીડની માતાએ જ જાણી.

શક્તિઓ તો સહુને મળે છે પણ એ શક્તિઓને પચાવવાની શક્તિ (પાચનશક્તિ) તો કોકને જ મળે છે.

સિગ્ફ્રીડને પણ પ્રાપ્ત થયેલી શક્તિનું અજીર્ણ થયું. એનો દેહ અભેદ્ય બની ગયાના વિશ્વાસથી એ સહુને માટે માથાભારે બન્યો. આખી ધરતીને ધ્રુજાવવા લાગ્યો. સર્વત્ર ત્રાસનું સામ્રાજ્ય ફેલાવી દીધું.

આ પરિસ્થિતિ જોઈને એક યુવાન રાજકુમારનું અંતર કકળી ઊઠયું.

એણે વિચાર્યું કે કોઈ પણ માણસ પૂર્ણ તો નથી જ....સિગ્ફ્રીડ પણ માણસ છે માટે એ ય પૂર્ણ નથી. એની કોક નબળાઈ શોધવી જ જોઈએ. અન્યથા આ માનવના રાક્ષસી કેરનો કોઈ આરોવારો નહિ રહે.

ગમે તેમ કરીને સિગ્ફ્રીડની માતાને એણે વિશ્વાસમાં લીધી અને વાત વાતમાં સિગ્ફ્રીડની નબળી કડી એણે જાણી લીધી કે, લોહીમાં સ્નાન કરતી વખતે ચોંટી જવાના પીપળાના પાનના કારણે ખભાનો ભાગ અભેદ્ય બની શકયો નથી.'

આટલું જાણી લઈને રાજકુમાર ત્યાંથી વિદાય થયો. પોતાના રાજ્યમાં જઈને વિરાટ સૈન્ય તૈયાર કર્યું સિગ્ફ્રીડને યુદ્ધ માટે આમંત્રણ આપ્યું.

બે વચ્ચે ખૂનખાર યુદ્ધ શરૂ થયું. અંતે બે ય લડવૈયા સામસામા આવી ગયા. એક પછી એક દાવપેચ રમતા ગયા. લાગ જોઈને રાજકુમારે પોતાનો ભાલો સિગ્ફ્રીડના ખભે ઘુસાડી દીધો. તે જ પળે અપરાજિત સિગ્ફ્રીડ ધરતી ઉપર ઢળી પડયો.

એના ત્રાસવાદનો અંત આવ્યો સહુએ રાજકુમારનો જયજયકાર બોલાવ્યો.

[ દંતકથા દ્વારા જર્મનીના વડેરાઓ પોતાનાં બાળકોને બોધ આપતાં કહે છે કે જો તારા જીવનમાં નબળી કડી હશે તો તે તમારા સમગ્ર જીવનને ધમરોળી નાંખશે.



## દેહ! આપણો દુશ્મન

[ શાસ્ત્રકારોએ દેહને ચોરની ઉપમા આપી છે. આત્માના અનુપમ ગુણોનો એ ખૂની છે. છતાં એના સહકાર વિના આત્મવિકાસની સાધના જો મુશ્કેલ જ બનતી હોય તો દેહને પણ કમને–ન છૂટકે–પાળવું પોષવું પડે; પરન્તુ એ વખતે ય એના 'ખૂની' તરીકેના સ્વરૂપને કદી સાધક આત્માએ ભૂલવું જોઈએ નહિ.]

એક નગર હતું. નગરના રાજાનું નામ શિલાદિત્ય હતું. રાજાનો ન્યાય આસપાસ ચોપાસ વખણાતો. જેટલા એ માયાળુ હતા એટલા જ એ કડક હતા. સારા માણસોનું સન્માન કરતા અને દુષ્ટોને દંડ કરતા.

એ નગરમાં ધનપાળ નામના શેઠ રહેતા હતા. એમને વસુદત્ત નામનો એકનો એક પુત્ર હતો.

એ જ નગરમાં કુંભ નામનો ચોર રહેતો હતો. એને પ્રભવ નામનો દીકરો હતો. પિતાના ધંધામાં પ્રભવે પણ પ્રવીણતા પ્રાપ્ત કરી હતી.

વસુદત્ત અને પ્રભવને મૈત્રી હતી. એક વખત વાતવાતમાં બે લડી પડયા, લડાઈ તો એવી વધી ગઈ કે ઉશ્કેરાટમાં આવીને પ્રભવે વસુદત્તનું ધારીઆ વડે ખૂન કરી નાંખ્યું.

ધનપાળ શેઠે પોતાના પુત્રના ખૂનીને પકડાવ્યો. રાજા શિલાદિત્યે પ્રભવને બંદીખાનામાં પૂર્યો.

થોડા મહિના પસાર થયા. ધનપાળ શેઠે વેપારના વિષયમાં કોઈ ઘરાક સાથે મોટી છેતરપીંડી કરી. ઘરાકે રાજા શિલાદિત્યને ફરીયાદ કરી. શેઠને બોલાવીને રાજાએ સઘળી માહિતી મેળવ્યા પછી શેઠને ગુન્હેગાર ઠરાવ્યા. એમને છ માસની જેલની સજા જાહેર કરી.

જે બંદીખાનામાં પોતાના પુત્રનો ખૂની પુરાયો હતો હતો એ જ બંદીખાને ધનપાળ શેઠને પૂરવામાં આવ્યા.

એટલું જ નહિ, પરન્તુ બન્ને કેદીઓનો એકેકો પગ બે પેંગડાની એક જ લોખંડી નાળના એકેકા પેંગડામાં નાખવામાં આવ્યો.

આથી તે બન્નેયને સાથે ને સાથે જ રહેવું પડે એવી પરિસ્થિતિ સર્જાઈ.

પહેલા દિવસે બપોરે બાર વાગ્યા એટલે પ્રભવ ચોર માટે બંદીખાનાનું ભોજન આવી ગયું. પણ શેઠને ખાસ છૂટછાટના રૂપે તેમના ઘરના ભોજનની પરવાનગી અપાઈ હતી એટલે ખુદ શેઠાણી જ ભારે હૈયે શેઠનું ભોજન લઈને આવ્યાં.

અનેક પ્રકારની રસવતીઓ જમતા શેઠને જોઈને પ્રભવ ચોરથી ન રહેવાયું. એના મોંમાંથી પાણી છૂટવા લાગ્યું. ધીરે રહીને એણે ધનપાળ શેઠને કહ્યું કે, "મને તમારામાંથી થોડુંક ખાવા આપો."

આટલું સાંભળતાં જ શેઠ અને શેઠાણી છંછેડાઈ પડયાં અને મોટી મોટી ગાળ સંભળાવી. પ્રભવ મનમાં જ સમસમીને ચૂપ બેસી રહ્યો.

સાંજે ચાર વાગ્યા એટલે શેઠને હાજતની શંકા થઈ. શેઠે પ્રભવને કહ્યું. "તારો અને મારો એકેકો પગ એક જ નાળના બે પેંગડામાં છે એટલે તું ઊઠ, અને મારી સાથે ચાલ...મારે હાજતે જવું છે."

રીસે ભરાયેલા પ્રભવે તો ઘસીને નનૈયો સુણાવી દીધો. શેઠને તો હાજતની શંકા એકદમ વધી ગઈ. અંતે ભારે લાચારીથી શેઠે બીજા દિવસથી રોજ થોડી રસવતી આપવાનું કબૂલ કર્યું ત્યારે જ પ્રભવ તેમની સાથે જવાને તૈયાર થયો.

બીજે દિવસે બાર વાગે શેઠાણી નવી જ જાતની રસવતીઓ લઇને હાજર થયાં. શેઠ જમવાનું શરૂ કરે છે ત્યાં પ્રભવે કહ્યું "શરત પ્રમાણે મને પણ થોડું આપો."

પ્રભવની સામે કરડી નજરે જોઈને ન-છૂટકે, શેઠે પ્રભવને ચૂરમાના બે લાડુ આપ્યા. પ્રભવ ઝટ ઝટ લાડુ ખાવા લાગ્યો.

શેઠાણીથી આ જોવાયું નહિ. એમનું મોં ક્રોધથી લાલચોળ થઈ ગયું. આગ ઝરતી ભાષામાં તેમણે શેઠને કહ્યું, "આપણા દીકરાના ખૂનીને તમે લાડુ આપ્યા? આ તે કેવી તમારી કરુણા?"

શેઠે શેઠાણીને બધી વાત કરી. માંડ માંડ શેઠાણીનો ક્રોધ ઠંડો પડયો.



## ધર્મ જ સર્વોપરિ છે.

[બળજબરીના ધર્માન્તરને કોઈપણ સંયોગમાં નભાવી શકાય નહિ. 'સેક્યૂલર સ્ટેટ'ના સુંવાળા નામ નીચે ક્રિસ્તીઓ દર વર્ષે લાખો લોકોને વટલાવી રહ્યા છે. બહુમતના

ધોરણ ઉપર ચાલતા આ રાષ્ટ્રાન્તરમાં જ આ ધર્માન્તર પરિણમશે એમ નિઃશંકપણે લાગે છે. ]

બંગાલ દેશનો એ રાજા હતો. નિત્ય નવી લડાઈઓ ખેલતો અને નવી નવી ધરતી કબજે કરતો. આવી એની પ્રદેશ–ભૂખ હતી.

એક વખત દૂર દેશના રાજા ઉપર એ ચડી આવ્યો. નગરના કિલ્લાને ઘેરો ઘાલીને એણે પડાવ નાંખ્યો.

કમનસીબે કિલ્લાનો માલિક રાજા એકાએક મૃત્યુ પામ્યો. એ રાજાને એક જ યુવાન પુત્રી હતી, પણ દેહુથી એ સ્ત્રી હોવા છતાં પિતાના ચીવટપૂર્વકના શિક્ષણને લીધે હજાર મર્દોને ભોંભેગા કરી દેવાની એનામાં શક્તિ હતી.

પિતાજીનું મૃત્યુ થતાં જ સઘળી જવાબદારી રાજ-કન્યાએ લઇ લીધી. લશ્કર તૈયાર કરીને કિલ્લો ખોલી નાંખ્યો.

લશ્કરનું નેતૃત્વ એક સ્ત્રીને લેતી જોઈને બંગાલી રાજા મૂંઝાઈ ગયો. યુદ્ધને બદલે શાન્તિ જાહેર કરીને રાજકન્યા સાથે મુલાકાત ગોઠવી. બંગાલી રાજાએ સ્ત્રી સાથે લડવાની સાફ ના પાડી દીધી. છેવટે એ જ રાજકન્યા સાથે એણે લગ્ન કર્યું અને એના નાના ભાઈને રાજ્ય સોંપ્યું.

બે ય બંગાલ આવ્યાં. નવદંપતીના કેટલાક મહિના તો સારી રીતે વીત્યા પણ એક દિવસ રાજકન્યાને ખબર પડી કે પોતાના પતિ કોઈ મુસ્લિમ–રખાતના પ્રેમમાં પડેલા છે.

રાણીને અથાગ દુઃખ થયું.

વાત તો આથી પણ આગળ વધી. મુસ્લિમ સ્ત્રીના સ્નેહપાશમાં લપેટાયેલા રાજાને તેણીએ એક દિવસ કહ્યું, “મારી ઉપર તમને સાચો પ્રેમ છે એ વાત તો હું ત્યારે જ સાચી માનું, જો તમે સમસ્ત રૈયત પાસે ઇસ્લામ ધર્મનો સ્વીકાર કરાવો.”

મોહાંધ રાજાએ એ વાત સ્વીકારી લીધી. સમસ્ત રાજ્યમાં એ અંગેનો ઢંઢેરો પીટાવી દીધો.

આ હુકમ સાંભળતાં જ તમામ પ્રજાજનો ધ્રૂજી ઊઠયા. રાતોરાત સહુ ભેગા થયા. ઘણી બધી વિચારણા કરી એક પ્રતિનિધિમંડળની નિમણૂક કરી કે એ હુકમ પાછો ખેંચાય તો સારું.

પણ રાજા કેમે ય ન માન્યા. છેવટે તે પ્રતિનિધિ-મંડળ નવી રાણી પાસે ગયું; રાણીએ સઘળી વાત સાંભળી લીધી. રાજાના જીદ્દી સ્વભાવની તે પૂરી જાણકાર હતી.

પ્રજાજનોના પ્રતિનિધિઓને તેણીએ કહ્યું, “પતિની આજ્ઞા શિરોધાર્ય કરવી એ પત્નીનો પ્રથમ ધર્મ છે. પરન્તુ આ વાત જે ધર્મે મને શીખવી છે તે ધર્મની રક્ષા કરવી એ મારો પ્રથમથી પણ પ્રથમ ધર્મ છે. તમે સહુ નિશ્ચિંત રહો. આ પ્રશ્નનો ઉકેલ હું લાવી આપીશ.”

પ્રજાના પ્રતિનિધિઓ વિદાય થયા. સાંજ પડતાં જ નવી રાણીએ પોતાના દિયર પાસેથી બસો ચુનંદા શસ્ત્રસજ્જ

સૈનિકો મેળવ્યા. પછી કમરે કટાર ખોસીને રાજા પાસે ગઈ. રાજાને ઘણો સમજાવ્યો પણ બધું ય નિષ્ફળ.

અને....પળમાં જ રાણીએ રણચંડીનું રૂપ ધારણ કર્યું.

કમરેથી કટારી ખેંચી નાંખી અને આંખના પલકારામાં જ રાજાના પેટમાં હુલાવી દીધી.

બસો વીર-સૈનિકોથી ઘેરાએલા રાજમહેલનો કબજો લેવાયો; તાબડતોબ નવી રાણીનો રાજ્યાભિષેક થયો.

પ્રજાજનો ઉપર ધસી આવેલી ધર્માંતરની આફતની ભયાનક વાદળી વીખરાઈ ગઈ.



## અતૃપ્તિનું ખપ્પર

દેવાધિદેવ તીર્થંકર પરમાત્મા આદિનાથના જીવનની આ ઘટના છે.

પોતાના ગૃહસ્થજીવન દરમિયાન એમણે બધાય પુત્રોને રાજ્યની વહેંચણી કરી આપી; અને ત્યાર બાદ સમસ્ત સંસારનો મનસા, વાચા, કર્મણા-પરિત્યાગ કરીને શ્રમણ ભગવાન આદિનાથ બન્યા.

હવે એમને આ સંસાર તરફ પાછું વાળીને જોવાનું ન હતું. સ્વજનોની ચિંતા કરવાની ન હતી.

નિર્ગ્રન્થ જીવનની સાધનાની ટોચ ઉપર બેસીને સર્વકર્મનો ક્ષય કરવા માટે જ એઓ બદ્ધલક્ષ બન્યા હતા.

એ સમયમાં એક ઘટના બની ગઈ. પોતાના આશ્રિત બનીને નાનાથી મોટા થએલા–પુત્રવત્ લાલનપાલન પામેલા નમી–વિનમી નામના બે કુમાર, પુત્રોને રાજ્ય-વહેંચણી કરતી વખતે ગેરહાજર હોવાથી તેમને રાજ્યનો ભાગ આપી શકાયો ન હતો. જ્યારે બે રાજકુમારો સ્વદેશ આવ્યા ત્યારે પરમાત્માના પુત્રોએ પોતાના હિસ્સામાંથી થોડોક હિસ્સો તે બન્નેયને આપવાની તૈયારી બતાવી પણ સ્વમાની કુમારોએ તે વાતનો ઇન્કાર કરી દીધો.

તેઓ શ્રમણાર્ય ભગવાન આદિનાથના હસ્તેથી જ રાજ્ય મેળવવા માંગતા હતા, માટે તે કૃપાલુની પાસે ગયા.

મૌન ધારણ કરીને સાધના કરતા શ્રમણ ભગવાન આદિનાથની સેવા કરવા લાગ્યા. એમ કરતાં કેટલોક સમય વીતી ગયો.

એક દિવસ શ્રમણાર્યે તેમની તરફ નજર કરી. બન્ને કુમારો તેમના ચરણોમાં ઝૂકી ગયા. તેમણે તેમની પોતાની વિતક જણાવીને કહ્યું, "અમને રાજ્ય આપો; આપના હાથે જ જોઈએ."

એમની વાત સાંભળીને શ્રમણાર્યે એક બોધકથા શરૂ કરી.

"એક ગામમાં એક માણસને રાત્રે સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં તેને ખૂબ તૃષા લાગી. એ તૃષા છિપાવવા તે ગંગા, જમના વગેરે મહાનદીઓનાં પાણી પી ગયો; પછી નાની નદીઓના અને તળાવોનાં બધાં પાણી પીધાં; પણ તો ય

તરસ ન છીપી. પછી ઘરોમાં ઘૂસ્યો; અને બધી મટકીનાં પાણી પી ગયો; પણ તો ય એ તરસ તો એવી જ રહી.

વિચાર કરતાં એની નજરમાં તળાવોનાં ભીનાં ઢેફાં આવ્યાં. આનંદની ચિચિયારીઓ પાડીને એ સ્વપ્નમાં મનોમન બોલ્યો, "બસ, બસ.... આ ઢેફાં ચૂસી લઉં તો તરત જ તૃષા શમી જશે."

"કુમારો? હવે હું તમને પૂછું છું કે શું એ ઢેફાં ચૂસવાથી તૃષા છીપે ખરી?"

"ના....ના.... ભગવન્! ગંગા, જમનાનાં પાણી પીનેય જેની તૃષા જરીકે શાન્ત ન પડી તે શું હવે કાદવનાં ઢેફાં ચૂસવાથી શાન્ત પડતી હશે? ભગવન્! આ તો ખરેખર મૂર્ખાઈભર્યો વિચાર છે!" નમી અને વિનમીએ એકી શ્વાસે કહી નાંખ્યું. "તો તમારા પૂર્વના જન્મોમાં તમે ચક્રવર્તીના, ઈન્દ્રોના અને મોટા મોટા ધનેશ્વરોનાં જીવનોને પણ પુણ્યના યોગે પામ્યા છો. ઉર્વશીઓ અને અપ્સરાઓનાં દેહસુખ પણ સ્પર્શ્યાં છો; અને ઉત્તમોત્તમ રસવતીઓને આસ્વાદી છે. આમ છતાં તમારી અતૃપ્ત વાસનાઓ કદી શાન્ત પડી નથી. બલકે વધુ ને વધુ પ્રજ્વળી છે.

"ધગધગતા લોખંડના ગોળા ઉપર પાણીનાં ટીપાં! ગોળાને શે ઠારી શકે! 'ચમ્' કરતાં પોતે જ બિચારાં નષ્ટ થઈ જાય!

"કુમારો! હવે આ મર્ત્યલોકની નાનકડી ધરતીની સત્તાના સિંહાસને બેસવાથી શું તમારી એ અતૃપ્ત

વાસનાઓ શમી જશે?" મહાકરૂણાથી છલકાતી વાણીમાં શ્રમણાર્યે પ્રશ્ન કર્યો.

સમજુ કુમારો સાનમાં જ બધું સમજી ગયા. પરમાત્માના પરમભક્ત બનીને આત્મકલ્યાણ સાધી ગયા.



## સમરાંગણ સમતાંગણ બન્યું

[ પરાજયના દુઃખનું નિમિત્ત પામીને વૈશ્રમણને સુખમય સંસાર ઉપર વિરાગ જાગી ગયો, આ વિરાગને દુઃખગર્ભિત કહેવાની ભૂલ કોઈ કરશો મા! કાદવમાંથી પણ કમળ ઊગે તો કાદવ જ વખોડાય; કમળનાં તો વખાણ જ થાય અને...દુઃખના નિમિત્તથી પણ વિરાગ પામનારા પણ આજે ક્યાં છે? ]

રાવણે એક હજાર વિદ્યા સિદ્ધ કરી. છ દિવસના ઉપવાસ સાથે મન્ત્રજાપ કરીને દેવાધિષ્ઠિત ચન્દ્રહાસ ખડ્ગ પણ પણ પ્રાપ્ત કર્યું.

અને....અત્યંત બળવાન બની ગયેલો રાવણ... પોતાના અંતરમાં માતા કૈકસીએ ભભૂકાવી મૂકેલી વૈરની આગને શાન્ત કરવા માટે એક દિવસ–વૈશ્રમણની સામે જંગે ચડયો. ખૂનખાર યુદ્ધ થયું. પળે પળે જય–પરાજયના રંગ બદલતું એ યુદ્ધ હતું. વૈશ્રમણ પણ કોઈ સામાન્ય માણસ

ન હતો. યુદ્ધની બધી જ વ્યૂહરચનાઓનો એ અચ્છો જાણકાર હતો. મહારાજા ઇન્દ્રનો એ કાબેલ સેનાધિપતિ હતો.

પણ...અત્યંત આશ્ચર્યજનક રીતે યુદ્ધનો પવન એકાએક પડી ગયો. સમરાંગણ, સમતાંગણ બની ગયું.

ખૂનખાર જંગ ખેલતા વૈશ્રમણે એકાએક તલવાર ધરતી ઉપર ફેંકી દીધી. આ દૃશ્ય જોઇને રાજા રાવણ સ્તબ્ધ થઈ ગયો. સ્વયં શસ્ત્રહીન બની ગયેલા વૈશ્રમણની પાસે દોડી જઈને ખડખડાટ હાસ્ય કરતાં રાવણે તેને કહ્યું, "ઓ કાયર! આમ તલવાર કાં ફેંકી દે! લે ઉઠાવ, તલવાર! ફરી આપણે યુદ્ધ શરૂ કરીએ. નિઃશસ્ત્ર ઉપર શસ્ત્ર ઉગામવું એ આપણી યુદ્ધનીતિ નથી. હું સમજી શકું છું કે તું તારા ઘોર પરાજયની આગાહી કરી ચૂકયો છે; પણ એમ ડરી ન જા."

અત્યંત ગંભીરતાથી વૈશ્રમણે કહ્યું, "રાજા રાવણ! જય અને પરાજયનું ગણિત મેં માંડી વાળ્યું છે. જુઓ! આપણી ચોમેર ઘાયલ થયેલા સૈનિકો! કેવા કણસે છે! કોઇના હાથ, કોઇના પગ, કોઇની ગરદન કપાઈ ગઈ છે! સર્વત્ર લોહી રેડાયું છે! ધરતીએ લોહીનું જ સ્નાન કર્યું છે! ઓહ....આપણા જ બેની વૈરપિપાસાને શાન્ત કરવા માટે આપણે જ નિર્દોષ નિરપરાધી હજારો માનવોની કત્લે-આમ કરી. કેટલી ય માતાઓ પુત્રવિહોણી બની; કેટલી ય નવોઢાઓ વૈધવ્ય પામી.

રાજા રાવણ ! આ ખુનરેજીના દર્શને મારું અંતર કકળી ઊઠ્યું છે. હવે મને દેખાય છે મારી આંતર–દુનિયા ! મારો આતમરામ ! એના કલ્યાણની કેડી–સર્વસંગપરિ–ત્યાગની !"

વૈશ્રમણના શબ્દોમાં શંકિત બનેલા રાવણે વૈશ્રમણને કહ્યું, "અરે ! ભીરુતામાંથી આ વિરાગ જાગ્યો છે...એનો હળદરીઆ રંગ તે કેટલા ટકશે ? વૈશ્રમણ ! પરાજયથી પરાસ્ત થઈને સંસારના વાઘા ઉતારી નાંખવાની કશી જરૂર નથી. લો, હું જ તમને તમારું રાજ્ય પાછું આપીશ, સુખેથી તમે તમારું રાજ્ય કરજો."

પણ....પણ...એના જવાબરૂપે જ વૈશ્રમણે માથાના કેશનો સ્વયં લોચ કરી નાંખ્યો અને એ વાળ રાજા રાવણના હાથમાં મૂકી દેતાં કહ્યું, "નહિ....નહિ....રાજા રાવણ ! મારો વિરાગ પરાજયના દુઃખમાંથી જ જાગ્યો નથી. બેશક, એ પરાજય એમાં નિમિત્ત બન્યો છે ખરો પરન્તુ મને હવે આ પાપમય–સ્વાર્થમય–ભોગમય સંસાર ઉપર જ નફરત જાગી છે. હવે મને સવાઈ લંકાનું આધિપત્ય મળે તો ય મને એ ન ખપે. લો....રાજા રાવણ ! તમને ધર્મલાભ ! મુનિ વૈશ્રમણ આ યુદ્ધ ભૂમિથી વિદાય લે છે." આટલું બોલીને મુનિ વૈશ્રમણ ચાલવા લાગ્યા.

પીઠ દેખાઈ ત્યાં સુધી રાવણે એમને જોયા. રાવણની આંખો અશ્રુથી ઊભરાઈ ગઈ. એ બોલી ઊઠ્યા, "રે ! કોણ

જીત્યું ? હું કે તે ? લાખ લાખ વંદન હો એ મુનિવરને ! સમરાંગણને સમતાંગણ બનાવતા એ કીમીઆગરને !



## સત્ત્વ ગયું કે બધું ગયું

[ સત્ત્વની આ જગતમાં કેટલી બધી કિંમત છે ? લક્ષ્મી, સરસ્વતી વગેરે વિનાના પણ સત્ય ઉપર પણ સિદ્ધિઓની હારમાળા સર્જી શકે છે એ વાત તમને વીર વિક્રમની આ કથા કહી જશે. ]

વીર વિક્રમ રોજ રાત્રે ગુપ્તવેષે નગરના લોકોનાં સુખ દુઃખો જાણવા માટે નીકળતા. એક દિવસ કોઈ ઝૂંપડે ઓથ લઈને ઊભા હતા ત્યાં ઝૂંપડામાં બેઠેલી સ્ત્રીને પોતાના પતિને ઠપકો દેતી તેમણે સાંભળી. સ્ત્રીએ તેના પતિને કહ્યું કે, "હું છ છ સંતાનોની માતા છું. છોકરાને પીવા પૂરું દૂધ પણ મળતું નથી. જો રાજા વિક્રમ ખરેખર પરદુઃખભંજન હોય તો એણે આપણું દુઃખ ફેડવું જ જોઈએ. તમે પુરુષો પુરુષોની જ ખુશામતખોરી કરતા રહો અને સાચી વસ્તુસ્થિતિ ન જણાવો તે યોગ્ય નથી."

પુરુષે તેની પત્નીને કહ્યું, "તું આમ ન બોલ. રાજા વિક્રમ તો ખરેખર પરદુખભંજન છે. પણ એ બિચારા શું કરે ? આપણી દરિદ્રતાનું કારણ આપણા જ ઘરમાં પડ્યું હોય ત્યાં ! તું ક્યાં નથી જાણતી કે જ્યારથી આપણે ઘેર દરિદ્રતાના પ્રતીકસમી મૂર્તિ આવી છે ત્યારથી આપણો

એક પણ દહાડો દુઃખ વિનાનો પસાર થયો નથી. હવે આમાં વિક્રમ શું કરે?

પુરુષનો પ્રત્યેક શબ્દ રાજા વિક્રમે સાંભળ્યો. બીજે દિવસે સવાર પડતાં જ રાજાના સિપાઈઓ એ ગરીબ માણસને ઘેર આવી ઊભા. તેમણે કહ્યું કે રાજા વિક્રમ તેને અત્યારે જ બોલાવે છે.

પેલો ગરીબ આદમી સમજી ગયો કે પતિ–પત્ની વચ્ચે રાત્રે થએલી વાત સાંભળીને કોઈ ગુપ્તચરે રાજાને પહોંચાડી લાગે છે. હવે રાજા પોતાની પત્નીનાં કડવા વેણની સખ્ત સજા કરીને જ જંપશે.

પણ જ્યારે તે ગરીબ માણસ રાજા વિક્રમ પાસે હાજર થયો ત્યારે જુદી જ વાત નીકળી. રાજાએ દરિદ્રનારાયણની પ્રતિમા પોતાના કોષાધ્યક્ષને આપી દેવાનો તે ગરીબ આદમીને હુકમ કર્યો. તેણે રાજાને કહ્યું, "રાજન્! આપ એ પ્રતિમા ન રાખો. લાખોનો તારણહાર–મારો નાથ–એના અભિશાપથી ભિખારી થઈ જશે."

પણ રાજાએ તેની વાતની અવગણના જ કરી.

પ્રતિમા રાજાના ભંડારમાં ગોઠવાઈ ગઈ.

એ જ રાત્રિએ ઊંઘતા વીર વિક્રમે લક્ષ્મીનાં દર્શન કર્યાં. લક્ષ્મીએ દર્શન આપીને વિક્રમને કહ્યું, "હે રાજા વિક્રમ! હું તારા આવાસમાંથી હવે વિદાય થાઉં છું, કેમ કે તેં દરિદ્રનારાયણનું સન્માન કર્યું છે."

વિક્રમે કહ્યું, " દેવીજી ! ભલે....જેવી આપની ઇચ્છા."

બીજી રાત્રિએ સરસ્વતીજી આવ્યાં. એમણે પણ એ જ વાત કરી. વિક્રમે પણ એ જ ઉત્તર આપ્યો, "જેવી આપની મરજી."

ત્રીજી રાત થઈ. કીર્તિદેવી પધાર્યાં. તેમણે પણ એ જ વાત કરી. વીર વિક્રમે એ જ ઉત્તર આપ્યો.

ચોથી રાત પડી. આજે મધ્યરાત્રિએ સત્ત્વ-પુરુષ આવ્યો. તેણે પણ કહ્યું, " વિક્રમ ! હું જઉં છું. જ્યાં દરિદ્રનારાયણ ત્યાં હું નહિ."

એ જ પળે વિક્રમ રાજાએ મ્યાનમાંથી તરવાર ખેંચી કાઢીને 'સત્ત્વ' ને કહ્યું. " સબૂર ! તારાથી કદાપિ નહિ જઈ શકાય. જો તારે જવું જ હોય તો તું મારી સાથે લડી લે અને મને પરાજય આપ. એ સિવાય તું અહીંથી કોઇ સંયોગમાં જઈ શકશે નહિ. ભલે લક્ષ્મી ગયાં; ભલે સરસ્વતી પણ વિદાય થયાં અને ભલે કીર્તિ પણ ગઈ. તેનો મને કોઇ અફસોસ નથી. એ બધું ય જાય તો પણ જો સત્ત્વ પાસે રહ્યું હોય તો બાજી જીતની જ રહે. માટે તને તો હું જવા દઈ શકીશ નહિ. તારે મારી સાથે ફેંસલો કરી લેવો પડશે. પડકારભરી ખુલ્લી ભાષામાં બોલતા વિક્રમના હાથમાં તરવાર જોઇને સત્ત્વ-પુરુષ વિચાર કરવા લાગ્યો કે, જે સમયે હું વિદાય લઇ રહ્યો છું તે સમયે પણ આ માણસમાં કેવી જોરદાર પરાક્રમિતા છે ! લક્ષ્મી, સરસ્વતી

અને....કીર્તિ વિનાના માણસમાં જો 'અભય' થનગનતો હોય તો તે તો આ જગતનો કોઈ વિરલો જ હોય. અને સત્ત્વ રહી ગયો....એથી તો બધાં પાછાં આવી ગયાં.



## આર્ય એટલે જ સાધુતાનો પ્રેમી

રામચન્દ્રજીના પૂર્વજોની આ વાત છે. એમનું નામ હતું વજ્રબાહુ. લગ્નને યોગ્ય વય થતાં માતાપિતાએ મનોરમા નામની રાજકુન્યા સાથે કુમાર વજ્રબાહુનાં લગ્ન કર્યાં. સાસરીઆની મીઠી મહેમાનગીરી પામીને વજ્રબાહુ, મનોરમાને લઈને પોતાના રાજ્ય તરફ જવા નીકળ્યા. સાળા ઉદયસુંદર બનેવીને વળાવવા માટે સાથે ગયા. રાતે કોઈ ગુફામાં પડાવ કરીને સવારે આગળ વધ્યા. થોડા સમય બાદ એક નાનકડી ટેકરી પાસેથી રથ પસાર થયો. એ ટેકરી ઉપર એક મુનિવર ધ્યાન દશામાં ઊભા હતા. રથમાંથી જ એમનું દર્શન કરતાં કુમાર વજ્રબાહુનું શિર ઝૂકી ગયું.

'અહો! કેવી અનુપમ મસ્તી! વગર પૈસે! કેટલું સુખ? વગર સ્ત્રીએ! કેટલો આનંદ? વગર ઘરબારે! કેવી તાજગી?

'જ્યાં અમે સંસારીજનોએ સ્વર્ગ જોયું ત્યાં–આસક્તિઓની એ વેતરણીમાં આપણે નર્કાગારોના દર્શન કર્યાં. અને...આ તો ત્યાગીને ચાલી નીકળ્યા; ખાંડાની ધારશા સંયમજીવનની કઠોર કેડી ઉપર! મારા જેવા અભાગીને,

કોણ જાણે કયા પૂર્વભવના કે પૂર્વજોના પુણ્યે આવા જંગલમાં મુનિવરનાં દર્શન મળ્યાં!'

કુમાર વજ્રબાહુએ રથ થંભાવ્યો. એમનાં મોં ઉપર ફૂટી નીકળેલી વિરાગની સરવાણીઓને જોઇને સાળા ઉદયસુંદરે મજાકમાં કહ્યું "કેમ? બનેવીજી! કાંઈ સાધુ થઈ જવાના ભાવ જાગી ગયા છે? જો જો હોં....એવા ભાવ હોય તો મને ય કહેજો. લાડવો એકલા ન ખવાય." ટેકરીનાં પગથીઆં ઉપર પગ મૂકતાં; ઉદયસુંદર તરફ વળીને વજ્રબાહુએ કહ્યું, "સાળાજી! તમે કહ્યું તેમ ભાવના તો સાધુ બની જવાની જ થાય છે. આ મહાપુરુષના મુખ ઉપરની અપાર મસ્તી જોઈને મને ઈર્ષા જાગી જાય છે. કેવું મસ્ત છે આ જીવન!" ટેકરી ચડતાં તો કુમારની ચાલ બદલાઈ ગઈ હતી! ઉદયસુંદર એક જ પળમાં આ વસ્તુસ્થિતિનું ગાંભીર્ય પામી ગયા.

ગંભીર સ્વરે વજ્રબાહુને એણે કહ્યું, "પણ....આ મારી બેન મનોરમાનો કોઈ વિચાર કર્યો? એનું શું?"

ટેકરીનાં અધવચ–પગથીએ થોભી જઈને વજ્રબાહુએ પૂછ્યું, "ઉદયસુંદર? તમારી બેન કુલીન છે કે અકુલીન? મને જવાબ આપો."

"એમાં શું પૂછવાનું જ હોય?" ઉદયસુંદરે કહ્યું.

"જો કુલીન હોય તો પતિના પગલે પગલું દાબવાની એની એકની એક ફરજ ખરી કે નહિ? અને જો અકુલીન હોય તો મારે તેવી કન્યાનો લગીરે ખપ નથી. આજે જ તમારે ઘેર પાછા લઈ જાઓ.'

આ સાંભળતાં જ ઉદયસુંદર અવાક્ બની ગયા.

મનોરમાએ આ શબ્દો સાંભળ્યા. હજી તો જેના અંતરમાં ભોગરસ જ ભર્યો પડયો હતો તેના અંતરમાં, "કુલીન છે કે અકુલીન ?" એ પ્રશ્ને જ વિરાગની ધૂણી ધખાવી નાંખી. જીવનનું આ માંગલ્ય વરી લેવાનો એણે સંકલ્પ કરી લીધો.

સહુ મુનિવર પાસે પહોંચ્યા. દેશના સાંભળી. વિરાગથી વાસિત બની ગયેલા વજ્રબાહુ, મનોરમા અને ઉદયસુંદરે દીક્ષા લીધી, આ સમાચાર સહુને ઘેર પહોંચ્યા. વડીલો દોડી આવ્યા, બધાએ દીક્ષા લીધી. આવાં હતાં રામચન્દ્રજીના પૂર્વજોમાં નરરત્નો ! સાધુરત્નો !



## આત્મ-સાક્ષાત્કાર શે થાય ?

[ ગાગર જેવડી નાનકડી આ વાર્તા છે; પણ સાગર જેવડો બોધ એમાં પડયો છે. જગત્-દર્શન; જગત્પતિદર્શન અને અંતે જાત-દર્શનનો વિકાસક્રમ આ કથામાં અદ્ભુત રીતે જણાવાયો છે. ]

એક હતા પટેલ; મનજીભાઈ એમનું નામ. સાધુ-સંતોના તો એ પાકા ભગત. ગામમાં પધારેલા એવા કોઈ સંત-સંન્યાસી નહિ હોય; જેમનાં પધરામણાં એમને ઘેર થયાં ન હોય.

એક દિવસ સ્વામી અવધૂત એમને ત્યાં પધાર્યા. પંદરેક દિવસ સુધી મનજીભાઈએ પોતાને ઘેર રાખી ધરાઈ જવાય એટલો સત્સંગ કર્યો.

વિદાયની વેળા આવી ગઈ. છૂટા પડતી વખતે મનજીભાઈએ સ્વામીજીને પ્રશ્ન કર્યો, "હે, ભગવન્! આત્મસાક્ષાત્કાર શે થાય?"

સ્વામીજીએ કહ્યું, "પટેલ! આવો ગંભીર પ્રશ્ન તમે છેક આજે કર્યો? સારું....પણ હવે આનો ઉત્તર દેવા માટે તો મારે ખાસ્સા દિવસ તમારે ઘેર ફરી રહેવું પડશે."

"તો બાપુજી! એમાં શો વાંધો છે? ફરી પધારો મારે ઘેર....મારે તો થઈ લીલાલહેર!"

સ્વામીજી પાછા ફર્યા. પટેલના ઘરમાં એક ભેંસ હતી. પરસાળમાં જ એને બાંધી રખાતી.

બીજા દિવસનું સવાર પડયું. આત્મસાક્ષાત્કારની વિધિનો સ્વામીજીએ આરંભ કરતાં પટેલને કહ્યું, "પટેલ! આ ભેંસનું આબેહૂબ ચિત્ર તમે દોરી આપો. ભલે પંદરેક દી લાગે; પણ ચિત્ર તો આબેહૂબ ભેંસનું જ જોઈએ."

લગાતાર પંદર દિવસ સુધી પટેલ ભેંસની સામે સામે જોયા કરે અને ચિત્ર દોરવાનો યત્ન કરે; પણ બધું ય નિષ્ફળ....કેમકે ભેંસ જોતાં અને દોરતાં એમના મનમાંથી કુટુંબ–કબીલાનો સંસાર કેમે ય ખસતો ન હતો.

પણ પટેલ તો આદુ ખાઈને પાછળ પડ્યા હતા. એટલે બીજા પંદર દિવસમાં મનની જ્યાં–ત્યાંની દોડાદોડી બંધ થતાં ચિત્ર તૈયાર થયું.

સ્વામીજીએ એ ચિત્ર જોઈને કહ્યું, "પટેલ! ચિત્ર હજી બરાબર થયું નથી. તમે ભેંસનું બરાબર ધ્યાન કરો.

વળી પંદર દિવસ ગયા. એથી પટેલ તો હવે ભેંસમાં એકાકાર બની ગયા.

એકાગ્ર બની ગયેલા પટેલને જોઈને સ્વામીજીએ કહ્યું, "મનજીભાઇ! હજી થોડી કચાશ રહી ગઈ જણાય છે. હજી વધુ પંદર દિવસ આ ભેંસનું ધ્યાન ધરો."

અને....હવે તો પટેલનું ધ્યાન કોઈ અદ્‌ભુત સ્થિતિને આંબવા લાગ્યું. પટેલની નજરમાં આખું ય વિશ્વ ભેંસસ્વરૂપ બની ગયું હતું. એમને જગતના પદાર્થમાત્રમાં-જૂજવારૂપે ભેંસ જ દેખાતી હતી. પણ હવે વાત એથી ય આગળ વધી. પટેલ સ્વયં ભેંસમય થઈ ગયા. બરાબર પંદર દિવસ પૂરા થયા. એટલે ડેલી ખોલી ખોલીને સ્વામી અવધૂત જ્યાં પરસાળમાં પ્રવેશ કરે છે ત્યાં મનજીભાઈ ભેંસની જેમ બે હાથ અને બે પગે સ્વામીજી તરફ દોડયા; ભેંસની જેમ જ માથું હલાવવા લાગ્યા અને સ્વામીજીના શરીરને ભારે રાગથી સૂંઘવા લાગ્યા.

સ્વામીજીને ખાત્રી થઈ ગઈ કે હવે મનજીભાઈ સંપૂર્ણ પણે ભેંસમય બની ગયા છે.

સ્વામીજીને પૂરો સંતોષ થઈ ગયો. થોડોક પ્રયત્ન કરીને મનજીભાઈને ધ્યાનમાંથી પાછા બહાર લાવવામાં આવ્યા ત્યારે જ તેમને ભાન આવ્યું કે પોતે મનજીભાઈ છે. સ્વામી અવધૂતે કહ્યું, "પટેલ ! આત્મસાક્ષાત્કારના ત્રણ તબક્કા તમે અનુભવ્યા ને ? પહેલા તબક્કામાં નશ્વર જગતને ભૂલી જવું પડે. નશ્વરની નશ્વરતાનો જ્યારે સાક્ષાત્કાર [ જગત્-સાક્ષાત્કાર ] થાય ત્યારે જ એ નશ્વર ભુલાય. ત્યાર પછી ઈશ્વરમય થઈને ઈશ્વરસાક્ષાત્કાર કરવો પડે. જગત્ ભુલાઈ ગયા પછી જ ઈશ્વરનું તાદાત્મ્ય સરળ બની જાય છે. અને ત્યાર બાદ તે ઈશ્વર-સાક્ષાત્કારના અરીસામાં આપણો આત્મા જ્યારે જણાય ત્યારે આત્મસાક્ષાત્કાર થયો કહેવાય."



## અપાત્રને ધર્મ ન દેવાય

[ આજે એવો લવારો ચાલ્યો છે કે બધાયને બધું, બધે ઠેકાણે દેવું જ જોઈએ. અસમાનતા ન રાખવી જોઈએ. ખેર....ભૌતિક દુનિયાનું તત્ત્વ એ ભોગવાદી બુદ્ધિજીવીઓ જાણે; પણ ધર્મક્ષેત્રમાં તો આ ન્યાયતત્ત્વ, અત્યંત અહિત-કર છે. અહીં તો 'પાત્રતા'ને જ પ્રાધાન્ય અપાયું છે.

કયી એવી સાચી મા છે કે જે સંગ્રહણીના અસાધ્ય દર્દથી પિડાતા પોતાના પુત્રના દૂધ પીવાના કાકલુદીભર્યા કાલાવાલાને વશ થાય ? અને કેસરીઆં દૂધ તેને પીવા આપી દે ? દૂધ પીવાની ભાવના ન જોવાય; દૂધ પીવાની પાત્રતા જ જોવાય.]

એક ધર્મગુરુ હતા. મન્ત્ર, તન્ત્રના પણ એ અચ્છા જાણકાર. એક દિવસ ત્રણ માણસો એમની પાસે આવ્યા. ધર્મની કેટલીક વાતો કર્યા પછી તેમણે તે ધર્મગુરુને કહ્યું, "અમે સાંભળ્યું છે કે આપની પાસે મડદાંને બેઠાં કરી દેવાનો કોઈ મન્ત્ર છે. તો અમને તે મન્ત્ર આપો.

"અમારે જોવું છે કે મડદું શી રીતે બેઠું થતું હશે?"

આ વાત સાંભળતાં ખડખડાટ હસી પડીને ધર્મગુરુએ કહ્યું, "ભલા માણસો! મરેલાંને બેઠા કરવા કરતાં હું તમને જ 'અમર' બની જવાનો મન્ત્ર શીખવી દઉં તો!"

"ના....અમારે એનું કામ નથી. અમને તો મડદાં બેઠાં કરવાનો જ મન્ત્ર આપો."

ધર્મગુરુએ જોયું કે આ માણસોમાં મન્ત્ર-ધારણની કોઈ પાત્રતા નથી કેમકે તેમને તો તમાશો કરવો છે એટલે એમને આ આગ્રહ છોડી દેવાને ખૂબ સમજાવ્યા, પણ જ્યારે તે માણસો કેમે કરીને ન માન્યા ત્યારે ભારે દુઃખ સાથે ધર્મગુરુએ તેમને મન્ત્ર આપ્યો.

ત્રણેય માણસોએ મન્ત્રને બરોબર યાદ કરી લીધો અને એકદમ દોટ કાઢી. એ લોકો મડદું શોધવા નીકળ્યા. આસપાસનાં ગામડાંઓમાં તપાસ કરી પણ તે દિવસે કોઈનું મૃત્યુ થયાનો પ્રસંગ બન્યો ન હતો એટલે મડદું ન મળ્યું. આમ એક બાજુ મડદું મળતું ન હતું અને બીજી બાજુ મન્ત્ર ભૂલાઈ જવાનો ભય અંતરમાં ગભરાટ ઉત્પન્ન કરતો હતો.

આમ અધીરાઈ વધતી ચાલી. ઠેઠ સાંજ પડી. થાકયા પાકયા, ભૂખ્યા ચોફેર દોડાદોડ કરી પણ કોઇ માણસનું મડદું ન મળ્યું તે ન જ મળ્યું.

એવામાં એક ગામના સીમાડે એમણે હાડપિંજર પડેલું જોયું. ગામના લોકો સાથે વાતચીત કરતાં જાણવા મળ્યું કે થોડા જ દિવસ પૂર્વે ગ્રામજનોએ ભેગા થઈને જે માનવ-ભક્ષી સિંહને માર્યો હતો તેનું જ આ હાડ-પિંજર હતું.

આ વાત સાંભળીને ત્રણે ય માનવોમાં બે મત પડયા. એક કહે; સિંહને જીવતો કરવામાં તો ભારે જોખમ; બીજા બે કહે, એવા જોખમની કદી ચિંતા કરવી નહિ. સાહસ વિના કદી કોઇને સિદ્ધિ સાંપડી છે ખરી ?

અંતે બે વિરુદ્ધ એક મતે મન્ત્રોચ્ચાર કરવાનો નિર્ણય લેવાયો. ત્રણે જણાએ મન્ત્ર-પાઠ શરૂ કર્યા. એક વાર; બીજી વાર....અને જ્યાં ત્રીજી વાર મન્ત્ર ભણ્યો કે હાડપિંજરમાંથી એકાએક સિંહ બેઠો થઈ ગયો.

ત્રણે ય માણસો ગભરાયા. ગ્રામજનો તો દૂમ દબાવીને નાઠા. સિંહ પણ બરોબર ભૂખ્યો થયો હતો. એને તો ભક્ષ જોઈતો હતો. એની સામે જ ત્રણ માનવો ભયના માર્યા થરથર કાંપતા ઊભા હતા. એણે જોરથી ત્રાડ નાંખી. ત્રણે ય ચીસ પાડીને ધરતી ઉપર બેભાન થઈને ઢળી પડયા. એક જ છલાંગ મારીને સિંહ તેમની નજદીક આવી ગયો. ત્રણેયને તેણે ફાડી ખાધા.

બિચારા! મન્ત્રોને તમાશાનું સાધન બનાવવા જતાં મોતને ભેટયા.



## સંત નામદેવ

[ કોઈના આગ્રહથી પણ કરવામાં આવતી ધર્મક્રિયા ક્યારેક કેવો જબ્બર લાભ કરી આપતી હોય છે? તે આ કથામાં તમને જોવા મળશે. આથી જ આધ્યાત્મિક વિકાસના પ્રાથમિક કક્ષાના તબક્કામાં સાચી સમજણ કે મનને મનાવીને કરાતી ધર્મક્રિયાઓને પણ આદરણીય ગણવામાં આવી છે. ]

એનું નામ હતું નામદેવ; નામચીન બહારવટીઓ. એનું નામ સાંભળતાં રડતાં છોકરાં ભયનાં માર્યાં શાન્ત પડી જતાં.

પણ આવા ભયંકર બહારવટીઆને ય કલ્યાણકારિણી માતા મળી હતી. એણે રોજ પ્રભુ-દર્શન કરવાની અને દસ મિનિટ ઈશ્વરનું એકચિત્તે ધ્યાન કરવાની દીકરાને બાધા કરાવી હતી. આથી કોઈ ગામે ધાડ પાડવા જતાં પહેલાં પણ નામદેવ દર્શન અને ધ્યાનની પ્રતિજ્ઞા પૂરી કરી જ લેતો.

આ બહારવટીઆએ ન જાણે કેટલાય લોકોનાં માથાં વાઢી નાંખ્યાં હશે? કોણ જાણે કેટલું ય ધન લૂંટયું હશે? શી ખબર? કેટલા ય લોકોએ પોતાનાં સ્વજનો ગુમાવ્યાં હશે?

એક દિવસની વાત છે. મંદિરમાં છપ્પન ભોગનો મહોત્સવ ચાલતો હતો. નિત્યક્રમ મુજબ નામદેવ વહેલી

પ્રભાતે મંદિરે જઈને ઈશ્વરના ધ્યાનમાં બેઠો. પણ આજે ધ્યાન થતું જ નથી; કેમકે મંદિરમાં પોતાના નાનકડા બાળકને લઈને કોઈ મા આવી હતી. છપ્પન ભોગના થાળ જોઈને બાળકે કકળાટ શરૂ કર્યો. માને કહે, "મને આ મીઠાઈ દે." માએ કહ્યું, "પ્રભુને ધરાય નહિ ત્યાં સુધી એ મીઠાઈ ખવાય નહિ." પણ અધ્યાત્માની આ વાતને બાળકની બુદ્ધિ માન્યતા આપી શકી નહિ. એણે જોરથી રડવાનું શરૂ કર્યું.

આ જ કારણે નામદેવનું ધ્યાન જામતું ન હતું. હવે નામદેવ અકળાયો. શુદ્ધ ધ્યાન કર્યા વિના તે ધંધે ચડવા ધરાર લાચાર હતો.

એણે પેલી બાઈને કહ્યું, "ઓ બાઈ! આ તારા રડતા બાલુડાને લઈ ને તું બહાર નીકળી જા ને? મારા ધ્યાનમાં ખલેલ પડે છે. બહાર કોઈ કંદોઈની દુકાનેથી મીઠાઈ ખરીદીને એને ખવડાવી દઈશ તો એ રડતું બંધ થઈ જશે."

અજાણ્યા આદમીના આ શબ્દો સાંભળીને પેલી બાઈ ગંભીર બની ગઈ. થોડીક જ પળમાં એણે કહ્યું, "ભઈલા! એક દી એવો ય હતો કે મારા આ બચ્ચાને ધરાઈ જાય એટલી મીઠાઈ હું ખવડાવી શકતી હતી. પણ હવે તો એ દી આથમી ગયો. એનાં ય ભાગ્ય પરવાર્યાં! મારાં ય પરવાર્યાં! જ્યારથી નામદેવ નામના બહારવટીઆએ આ

છોકરાના બાપને મારી નાંખ્યો ત્યારથી એ પૈસાની મીઠાઈ ખાવાનાં સોણલાં ય ખારાં ઝેર થઈ ગયાં છે.” બાઈનું છેલ્લું વાક્ય સાંભળતાં જ નામદેવના માથે જાણે વીજળી પડી. એને ધરતી ચક્કર ચક્કર ઘુમતી દેખાઈ.

પોતાના જીવનનાં હીચકારા કૃત્યો–લોહી, માંસ, આહ, આંસુ, ડૂસકાં અને ચિચિયારીઓ એની નજર સામે તરવરવા લાગ્યાં, ‘હાય ! મેં કેટલાં પાપ કર્યાં હશે ! કેટલી યુવતીઓને વિધવા કરી હશે ? કેટલી માતાઓને પુત્રવિહોણી કરી હશે ? અનેકોને મારનારને આ ધરતી ઉપર જીવવાનો કોઈ અધિકાર નથી.’ નામદેવે મનોમન વિચાર કર્યો.

પાસે પડેલી તલવાર બાઈને હાથમાં આપતાં કહ્યું, “બાઈ ! એ હત્યારો નામદેવ હું પોતે જ છું, લે ચલાવ આ તલવાર, મારી ગરદન ઉપર ! અનેકોના જીવનના છોતરા-ગોટલા કરી નાંખનાર નામદેવ હવે જીવવા જ માંગતો નથી.”

ગંભીર વદને બાઈએ કહ્યું, “ના....એ મારાથી નહિ બને. એક બાળક પોતાનો બાપ ગુમાવીને કેવી અનાથતાને અનુભવે છે એ તો હું મારા આ બચ્ચાના મોં ઉપર રાત ને દી જોઈ રહું છું. હવે તારા બાળકને બાપ–વિહોણો બનાવી દેવાની મારી ધરાર તૈયારી નથી.” જરાક થોભીને બાઈ આગળ બોલી, “ હું તો ઈશ્વરને પ્રાર્થના કરું છું કે મારા પતિના હત્યારાનું ય કલ્યાણ કરજે. બિચારો અણસમજથી પાપ કરી બેઠો છે !” બાઈનો એકેકો શબ્દ નામ-

દેવના બરડે હંટરના મારની જેમ અંતરે વાગતો હતો. એ જ પળે નામદેવ પોતાના ઇષ્ટદેવ પાસે ગયો. એનાં ચરણોમાં લોહીઆળ તલવાર મૂકી દીધી. ઈશ્વરના ચરણે માથું મૂકી દઈને ધ્રૂસકે ધ્રૂસકે રડી પડ્યો. અને....નામદેવ સંત નામદેવ બની ગયો !



## ઉજમશી લાંબો અને વીરજી કાણો

[ લગભગ ૫૦ વર્ષ પહેલાં બનેલી આ સત્ય ઘટના છે. મુંબઈના બેતાજ બાદશાહ : ઉજમશીભાઈ અને વીરજીભાઈ. જન્મે જ જૈન; બાકી કશુંય ન મળે. છતાં જૈન શાસનની સેવા કરવાનો એક પ્રસંગ ઘેર આવીને ઊભો ત્યારે આ બે જૈનોએ કેવા યાદગાર ઇતિહાસનું સર્જન કર્યું ? તે તમને આ કથા કહેશે. ]

આજે રાત્રે મુંબઈના જૈન સંઘ સમસ્તના અગ્રણીઓ ભેગા થયા હતા. વાત એમ હતી કે કોઈ પારસી બંધુ નેમ–રાજુલનું નાટક તૈયાર કરી રહ્યા હતા. કોઈપણ માણસ જૈન ધર્મનાં ધાર્મિક પાત્રો બની શકે નહિ; એ તો એમનું અપમાન ગણાય. આથી અનેક લાગવગો વગેરે લગાડીને પણ આ નાટક બંધ રાખવાના જૈન સંઘે ઘણા પ્રયત્નો કર્યા પણ પેલા પારસી ભાઈએ જરાય મચક ન આપી. હવે ક્યાં પગલાં લેવાં ? એની વિચારણા કરવા સંઘ એકઠો થયો હતો.

જ્યાં ગામ હોય ત્યાં ઉકરડો પણ હોય જ એ ન્યાયે ઉપસ્થિત થએલા જૈનોમાં નિર્માલ્યો પણ હતા; જમાનાવાદીઓ પણ હતા અને મૂર્ખાઓ પણ હતા. તેમણે તો આવા પ્રશ્નને હળવી દૃષ્ટિથી જોઈ લેવાનું જણાવ્યું. પણ એમાં બેઠેલા છોકરાઓએ આ વાત માન્ય ન કરી. એમણે કહ્યું, "નિર્માલ્યોનો આ ધર્મ નથી. ધર્મ ઉપર આવતાં આક્રમણોને તો આપણે ખાળવાં જ રહ્યાં. વેવલી વાતો કરીશું તો ભાવી પેઢી આપણી ઉપર થૂંકશે."

અંતે નિર્ણય લેવાયો કે, આ કામમાં હવે દંડનીતિનો આશ્રય લેવો અને તે માટે સંઘનું એક અગ્રણી મંડળ ઉજમશીભાઇ અને વીરજીભાઇને મળે.

બીજે દિવસે આ નિર્ણય અમલમાં મુકાયો. જૈન સંઘના અગ્રગણીઓને પોતાને ઘેર આવેલા જોઈને મુંબઈના આ 'કીંગ–મેકરો' સાનંદાશ્ચર્ય અનુભવવા લાગ્યા. ઔચિત્ય કરીને તેમણે આવવાનું કારણ પૂછ્યું. અગ્રણીઓએ સઘળી હકીકતથી વાકેફ કર્યા- અને વિનંતિરૂપે કહ્યું કે, અમે તમારો સહકાર માંગીએ છીએ. તમે આ કામ હાથમાં લો, જે ખર્ચ આવશે તે અમે આપીશું.

ગદ્ગદ સ્વરે ઉજમશીભાઇએ કહ્યું, "રે! મારું આવું તે સદ્ભાગ્ય ક્યાંથી? જાઓ....શ્રીસંઘ આ ચિંતાથી સંપૂર્ણપણે મુક્ત થઈ જાય. અમે આ બધું પતાવી દઈશું."

બીજે દીવસે પોતાના પાંચસો માણસો પાસે નાટકની પહેલી જ રાત્રિની ટિકિટ ખરીદાવી લીધી. પહેલી રાત્રિ આવી. આખુંય થીએટર એ ૫૦૦ આદમીઓથી ભરાઇ ગયું. બધા તાજામાજા થઈને આવ્યા હતા. પહેલા અંકનો પડદો ખૂલતાંની સાંથે જ ધમાલ મચી ગઈ. ભયંકર તોફાન શરૂ થયું. થીએટરના ભુક્કા બોલાઈ ગયા.

એ જ સમયે ઉજમશી અને વીરજી ત્યાં બે બે ઘોડાની બગીઓમાં આવ્યા. પેલા પારસીને સારો .એવો મેથીપાક જમાડયો; પારસીએ દયા યાચી ત્યારે જ માફી આપી.

લાંબા ઉજમશીભાઈ અને એક આંખે કાંણા વીરજીભાઇ પોતાની બગીઓમાં પાછા ચાલ્યા ગયા.

જે ધર્મમાં પોતે જન્મ લીધો છે એ ધર્મ ઉપરની એક આફતનું નિવારણ કરવાનું ભાગ્ય પોતાને પ્રાપ્ત થયું એનો એ બેયના મુખ ઉપર ભારે સંતોષ હતો.

સંઘના અગ્રણીઓએ એમનું સન્માન કરવાનું નક્કી કર્યું; પણ બંનેએ એનો ઇન્કાર કરવા સાથે જણાવી દીધું કે, “ અમે તો અમારી ફરજ બજાવી છે; એમાં સન્માન શેનું ?

“ આભાર તો અમે શ્રીસંઘનો માનીએ છીએ કે આવું પુણ્યનું કામ કરવાની તક તેણે અમને આપી. શ્રી-સંઘને અમારી પુનઃ પુનઃ વિનંતી છે કે ધર્મ ઉપરની કોઈ પણ આફતના ટાણે આ સેવકોને યાદ કરજો. જાનના ભોગે પણ અમે એ આફતને મારી હઠાવીશું ! ”



## જો દેવને પણ માનવ નમાવી શકે તો....

[ આ એવો પ્રસંગ છે, જેમાં માનવીય બળો દૈવી તત્ત્વોને પણ નમવાની ફરજ પાડે છે. જો મોટા ખૂંખાર દેવ તત્ત્વોને પણ માનવ નમાવી શકે તો સત્તા કે સંપત્તિના નશામાં ચકચૂર બનેલા માનવને આજનો માનવ કેમ ન નમાવી શકે ? ]

જાવડશા એટલે ? એમના સમયના ખૂબ જ શ્રીમંત અને ઉત્તમ કક્ષાના ધર્મીજન.

લક્ષ્મી અને ધર્મશ્રીએ જાણે કે એમના ઘરમાં સ્પર્ધા માંડી હતી.

એક વખત જાવડશાએ તીર્થાધિરાજ શ્રી શત્રુંજયનાં જિનાલયો વગેરેની જર્જરિત હાલત હાલત જોઈ. પોતાના જીવતાં જ પોતાના પરમાત્માનાં આલયો જર્જરિત બની રહ્યાં છે ! પોતાની બેદરકારી ઉપર એમને ફીટકાર વછૂટી ગયો.

વિશેષ ઊંડા ઊતરતાં જાણવા મળ્યું કે શત્રુંજય તીર્થનો અધિષ્ઠાયક દેવ મિથ્યાદૃષ્ટિ બની જતાં તેણે જ તીર્થની દુર્દશા કરી હતી.

એ વખતના યુગપ્રધાન આચાર્ય શ્રી વજ્રસ્વામીજી આ વાતથી વાકેફ હતા; અને દુઃખી પણ હતા.... પરન્તુ સંપત્તિના ભૌતિકબળની ઓથ ન મળે ત્યાં સુધી એ મહાત્મા પોતે કાંઈ કરી શકતા ન હતા.

પણ એક દી અધ્યાત્મનું અને સંપત્તિનું–બે ય બળો ભેગાં થઈ ગયાં.

જાવડશા અને વજ્રસ્વામીજી શત્રુંજયના ઉદ્ધાર માટે કટિબદ્ધ બન્યા.

મંદિરો ઉપર ટાંકણાં લાગવા માંડયાં. પહાડ ઉપર જ નૂતન પ્રતિમાઓનું નિર્માણ થવા લાગ્યું. વર્ષોની જહેમતે પ્રતિમાઓ તૈયાર થઈ ગઈ. આવતી કાલે પ્રતિમાઓને મંદિરમાં પ્રવેશ કરવાની વિધિ છે.

અને....આ શું ? સવારના પહોરમાં જ્યાં જાવડશા તળેટીથી પહાડ ઉપર ચડવા પગથીએ પગ મૂકે છે ત્યાં એ તમામ પ્રતિમાઓ પોતાના જ પગ આગળ ખંડિત થઈને પડેલી જોવા મળે છે.

જાવડને એક ક્ષણ તો વસમો આઘાત લાગ્યો. દુષ્ટ દેવનું આ તોફાન તેઓ સમજી ગયા.

જરા ય હિંમત હાર્યા વિના નવેસરથી પહાડ ઉપર પ્રતિમા–નિર્માણ શરૂ થયું.

પણ ફરી એ જ દશા....ફરી નવનિર્માણ....ફરી ખંડ ખંડમાં ટુકડા....વીસ–વીસ વાર આમ બન્યું. જાવડના માથે પાળિયાં આવી ગયાં. મોં ઉપરની કરચલીઓની બારીમાંથી વાર્ધક્ય સ્પષ્ટપણે દેખાવા લાગ્યું.

એકવીસમી વખત એ બુઢ્ઢાએ પુરુષાર્થ આરંભ્યો. પ્રતિમાઓ તયાર થતાં જ એ દંપતીએ બધા પ્રતિમાઓ રથમાં બેસાડયા. રથના બે પૈડે બે ય પતિ-પત્ની સૂઇ ગયાં. દુષ્ટ દેવને આહ્વાન કરીને જણાવ્યું કે "હવે અમારી ઉપર પૈડાં ચલાવીને જ આ પ્રતિમાઓ ભરેલો રથ આગળ હાંકજો."

અને.... દેવે નમતું જોખ્યું. બત્રીસ લક્ષણાનો ભોગ લેવા જેટલી ક્રૂરતા તે ન દાખવી શકયો.

શ્રી વજ્રસ્વામીજીના શુભ હસ્તે જ રંગેચંગે સઘળું કાર્ય પાર ઉતરી ગયું. પ્રતિષ્ઠા પણ મંગળમય થઇ ગઇ. એ દિવસે જાવડશા અને તેમનાં પત્ની પ્રભુ-પ્રતિષ્ઠા કરીને ધજા ફરકાવવા શિખર ઉપર ચડયાં. કાર્યસિદ્ધિનો હર્ષાવેશ બેયના ઉરમાં સમાતો ન હતો. ધજા ફરકાવતાં જ હર્ષાવેષનો અતિરેક થયો અને ત્યાં જ શિખર ઉપર દંપતીનું હૃદય બંધ થતાં મૃત્યુ થઈ ગયું.

સર્વત્ર શોક છાઈ ગયો. સૌથી વધુ આઘાત અને ઉશ્કેરાટ વ્યાપ્યો હતો; જાવડના સૌથી મોટા પુત્રના અંતરમાં.

એણે કલ્પના કરી કે, "મુહૂર્ત અશુભ હોવાથી જ આ અમંગળ ઉદ્ભવ્યું છે. વજ્રસ્વામીજીની જ આ ભૂલ છે. ગુરુદેવની ઘણી સમજૂતી છતાં પુત્રના મનને સમાધાન થયું નહિ. ત્યાં એકાએક આકાશમાંથી દેવ-દેવીનું યુગલ શત્રુંજયતીર્થે ઉતર્યું.

એ જ હતાં; જાવડશા અને તેમનાં પત્ની; મૃત્યુ પામીને બનેલા દેવાત્માઓ.

તેમણે સ્વ-પુત્રને કહ્યું, "વત્સ ! આવો ખેદ ન કર. અમે તો મૃત્યુ પામીને અમર [ દેવ ] થયા છીએ. હવે વધુ શાસનસેવા કરશું."

આ શબ્દોએ પુત્રને આશ્વાસન આપ્યું.



## આધુનિક મમ્મણ

[ પરમાત્મા મહાવીરદેવના જીવનકાળના કંજૂસ-શિરોમણિ મમ્મણ શેઠની કથા તો તમે ઘણી વાર સાંભળી હશે પણ અહીં તો આ જ કાળના એક મમ્મણની કથા આલેખાઈ છે. બિચારો! કેવું કરુણ મોત પામ્યો ! ]

ઝાલાવાડનું એ ગામ; પચાસ હજારની એની વસ્તી.

એક માનવ ત્યાં વસે. નમાયો, નબાપો, અને વાંઢો!

નાનકડું ઘર મા-બાપ મૂકી ગએલાં. એમાં એ રહેતો. ન હતી પત્ની; કે ન હતો બાળબચ્ચાંનો પરિવાર એટલે ઝાઝી ચિંતા એ અભાગીને માથે ન હતી. પણ હાડકાંનો એ હરામ હતો; બુદ્ધિનો એ બારદાન હતો. ભેજાનો એ ગેપ હતો.

ભીખ માંગીને જ જીવન–ગુજારો કરવાની એને ખૂબ ખરાબ આદત પડી ગઈ હતી.

લાજ અને શરમ વેગળાં મૂકે તો ભીખ મંગાય; જીવનની મર્યાદાઓને એ આંખમીંચામણાં કરે તો જ આ 'લાઇન'માં સફળતા મળે.

અપમાનમાં સન્માન જોવાની કળા સિદ્ધ ન કરી લેવાય તો આ ધંધો ચાલે જ નહિ.

આ મમ્મણે પણ લાજમર્યાદાને નેવે મૂક્યાં.

પૈસા પૈસાના સંગ્રહ ખાતર એ મરવા લાગ્યો. હલકામાં હલકી રીતનું જીવન જીવીને પણ એ ધન બચાવવા લાગ્યો.

મોટું એ ગામ હતું. મહિનામાં ૧૫–૨૦ દિવસ તો જાતજાતના સમારંભો અને પાર્ટીઓ યોજાતા જ હોય. લગ્નસરાના સમયમાં તો રોજ જમણવાર!

આ મમ્મણને જ્ઞાતિ, જાતિ કશું જ જોવું ન હતું. અપમાન વેઠીને ય; ગાળો ખાઇને ય, રે! માર ખાઇને પણ જો જમવાનું મળી જતું હોય તો એ ધરાર તૈયાર હતો. એનો એક જ ઉદ્દેશ હતો, ગમે તેમ કરીને ધન મેળવવું અને એનું જતન કરવું.

કાકલુદીપૂર્વક યાચનાઓ કરતા એ અભાગીને જોઈને સહુને દયા આવતી; સહુ કાંઈ ને કાંઈ દેતા; અને એંઠું–જૂઠું ય ખવડાવતા.

વર્ષોનાં વહાણાં વાઈ ગયાં. આ બિચારાનો જીવન-ગુજારો એકધારી રીતે ચાલતો રહ્યો.

પણ એંઠવાડા ખાનારની કાયા ક્યાં સુધી નિરોગી રહે? ૪૫ વર્ષની વયમાં જ એની કાયામાં અનેક રોગોએ ડેરા–તંબૂ નાખ્યા.

પણ દવા કરે તો બીજો!

દવા કરવાના ય પૈસા ખર્ચે તો એ મમ્મણ કહેવાને લાયક શેનો?

તાવથી ધગધગતા શરીરે ઘણા દિવસ સુધી ઘરમાં જ પડી રહ્યો.

અને....એમાં જ એક રાતે એનો હંસલો પિંજર છોડીને ચાલી ગયો!

ત્રણ ત્રણ દિવસ સુધી મડદું પડી રહ્યું. ભયંકર બદબૂ વછૂટવા લાગી. એથી ત્રાસી ગએલા આસપાસના લોકોએ એના ઘરનું બંધ બારણું તોડાવ્યું. પોલીસ આવી. પેલા 'કમનસીબ' આદમીનું મડદું જોયું. મૈયારી! બિલાડીએ એને કોચીને ફેંદી નાંખ્યું હતું. જંતુઓથી એ ફદફદી ઊઠયું હતું.

લારીમાં મડદાને નાંખીને સ્મશાને લઈ જવાયું. પેટ્રોલ છાંટી બાળી દેવાયું. પછી આખા ય ઘરની તપાસ ચાલી.

તૂટેલી–ફૂટેલી એક પેટી જડી આવી. ન જાણે કેટલાં ય ચીથરાં એમાં હશે !

પણ આ શું ? ચીંથરે વીંટેલાં નોટોનાં બંડલોનાં બંડલ અંદરથી નીકળવા લાગ્યાં. પૂરી ગણતરી કરતાં પૂરા સાઇઠ હજાર રૂપીઆ નીકળ્યા !

સરકારી માણસોએ એનાં સગાંવહાલાંની તપાસ કરી. દૂરની એક બહેન મળી. કાયદેસર રીતે આ રકમની વારસદાર એ બહેન બનતી હતી.

પણ....એણે લેખિત આપી દીધું કે, “એ રકમ મારે ન જોઈએ. ભીખ માંગેલા ધન ઉપર મારે કોઈ સંસાર સર્જવો નથી; એને સળગી જતાં કેટલી વાર ? છેવટે બિન-વારસી એ રકમ સરકારે પોતાના કબ્જે કરી.

કેવો શ્રીમંત ભિખારી !

કેવો નસીબવંતો કમનસીબ ! હાય ! ધનની મૂર્છાની કાળી નાગણે આવી રીતે તો કેટલાયનાં જીવન ઝેર કર્યાં હશે ? તવારીખની કિતાબો ઉપર તો આવા હજારો પ્રસંગો વણનોંધાએલા રહી ગયા છે.



## આ દેશની, માટીએ માટીએ ખુમારી

[ આ એવી કથા છે; જેમાં સરસ્વતીદેવીને પણ પડકારવામાં આવી છે. કેવો હશે આ આર્યદેશ, જેની ધરતીની

માટીએ માટીએ ખુમારીવાળા મર્દો પાક્યા છે. આથીસ્તો યજ્ઞોપવીતની ક્રિયા કરતા વિપ્રો બોલે છે ને ! "મૃત્તિકે ! હર મે પાપ' –હે માટી ! તું મારાં પાપ હર."

શ્રીહર્ષનું ખંડનખંડખાદ્ય કાવ્ય. કઠિનતામાં તો બ્રહ્મ-સૂત્રને ય એ ટપી જાય; વાચસ્પતિ મિશ્રની ભામતીને ય આંબી જાય.

આ દેશનો એક રાજા; એનામાં સાહિત્યની ભારે કદરબૂઝ. શ્રીહર્ષે ખંડનખંડખાદ્ય એની સમક્ષ મૂક્યું. રાજાએ વિદ્વત્સભાને સોંપ્યું. સહુએ મળીને નિર્ણય આપ્યો કે કાવ્ય છે તો ઘણું સુંદર પરન્તુ જનસામાન્યને માટે તે દુર્બોધ છે. સુંદરમાં સુંદર લાડુ દાંતેથી પણ ન તૂટે એવો કઠોર બનાવી દેવાય તો એની કદર શી !

ફેંસલો સાંભળતાં જ શ્રીહર્ષને ભારે દુઃખ થયું. કેવો કવિ ! આ કાવ્ય રચતાં પહેલાં જ કોઈ મિત્રે એને સલાહ આપી હતી કે "તારી બુદ્ધિ થોડી ઓછી કર. એ વધુ પડતી તેજ છે." આથી દેવી–સરસ્વતીને આરાધીને હર્ષે બુદ્ધિને થોડી મંદ કરવાની પ્રાર્થના કરી હતી. પણ માએ કહ્યું, "હર્ષ ! બુદ્ધિને કબજામાં લેવાનો ઉપાય એક જ છે. બુદ્ધિનાં તત્ત્વોને તારા જીવનમાં ઉતાર. તારી બુદ્ધિની સરાણે ચડતા ગહન પદાર્થો જો જીવનસાત્ બની જાય તો જ બુદ્ધિ સમતોલ બને, અન્યથા અત્યંત તોફાની ઘોડાની જેમ એ અપ્રિય બની જાય."

શ્રીહર્ષે મા-સરસ્વતીની આજ્ઞાનું પાલન કર્યું અને તો ય આજે પણ ‘બુદ્ધિ’ વિશે આવો અભિપ્રાય સાંભળતાં એનું દિલ હલબલી ઊઠ્યું. એ ધૂંધવાઈ ગયો. એણે વિદ્વત્સભાને અને રાજાને જણાવી દીધું કે મારા કાવ્યની કદર કરવા-જોગી તમારામાં શક્તિ જ ક્યાં છે? કાવ્ય તમને સોંપીને જ મેં ભૂલ કરી છે.

વિદ્વત્સભાના અગ્રણીએ કહ્યું, “તો કાશ્મીરી દેવી સરસ્વતીના ખોળે જ તારો ગ્રન્થ સૂકી દે, ચોવીસ કલાકમાં જ એનો ફેંસલો મળી જાય છે. જો તારું કાવ્ય સર્વ રીતે ઉત્તમ હશે તો ત્યાં માનું દૈવત આજે જાગતું-જીવતું છે.”

અને તરત શ્રીહર્ષ કાશ્મીર ગયા. માના ખોળે કાવ્ય મૂકીને જાતે જ મંદિરનાં બાર બંધ કર્યાં. બીજે દિવસે સવારે બાર ખોલતાં જ શ્રીહર્ષના હૈયે સન્નાટો બોલાઈ ગયો. કાવ્ય ફેંકાઈ ગયું હતું.

હવે તો એની ધીરજની હદ આવી ગઈ હતી. તેણે જાહેર કર્યું કે મા-સરસ્વતીની બુદ્ધિ બુઠ્ઠી ગઈ છે. એ શું મારા કાવ્યની કદર કરી શકતી હતી?

શ્રીહર્ષે માની પાસે જ ઉપવાસ શરૂ કર્યા. દેવી પ્રત્યક્ષ થયાં. તેણે કહ્યું, “૧૧મા સર્ગના ૬૬મા શ્લોકમાં તેં મને વિષ્ણુની પત્ની કહીને મારા કૌમાર્યને કલંકિત કર્યું છે માટે તારા કાવ્યને મેં ફેંકી દીધું છે!”

આ સાંભળતાં જ હર્ષ ખડખડાટ હસી પડ્યો. તેણે કહ્યું, "મા! હવે તો તારી ઉપરનો આક્ષેપ તદ્દન સાચો સાબિત થયો કે, તારી બુદ્ધિ બુઠ્ઠી થઈ ગઈ છે!"

જો સાંભળ; આ દુનિયામાં અનેક વિદ્વાન લોકોને મોંએ જ્યારે મેં સાંભળ્યું કે, "દેવી તો મારે ઘેર પધાર્યાં છે, મારી જીભ ઉપર તેમનો વાસ છે." ત્યારે માથું ફાટી ગયું. મને થયું કે શું મા ઘેર ઘેર જઈને બેઠી છે? એટલે શું તે કુલટા છે? આ કલંક દૂર કરવા માટે મેં તને ભગવાન વિષ્ણુની પત્ની કહીને 'મહાસતી' ઠરાવી....પણ તે ય તને ઊંધું પડ્યું કેમ? હવે કહે જોઉં, તારી પણ બુદ્ધિ બુઠ્ઠી થઈ ગઈ છે ને?"

હર્ષનો આ તર્ક સાંભળીને દેવી-સરસ્વતી પ્રસન્ન થઈ ગયા. અને એમના પુસ્તકને એમણે માન્યતા આપી.



## 'मृत्तिके ! हर मे पापं'

[ યજ્ઞોપવીતની વિધિ કરતા બ્રાહ્મણો ધરતીની રજ માથે ચડાવતાં ઉપરનું વાક્ય બોલે છે. હે માટી! તું મારાં પાપોનું હરણ કર. આર્ય દેશની માટીના કણ-કણમાં સંતો પાક્યા છે. એ કેટલી પવિત્ર હોય? જ્યાં આ માટી નથી તે દેશના સારા પણ માણસોને પતિત થઈ જતાં વાર ન લાગે. આ

દેશમાં પતિતોનું ઉત્થાન થતાં વાર ન લાગે. –આ સત્ય તમને આ કથા જ કહેશે. ]

સમ્રાટ સિકંદરના જીવનને કોઈ એબ ન લાગી જાય તે માટે તેના ધર્મગુરુ એરિસ્ટોટલ ખૂબ જ સજાગ રહેતા; સદા સાથે રહેતા. એક વખત યુદ્ધ કરવા જવાનું થયું તો એરિસ્ટોટલ તેમાં ય સાથે જ રહ્યા.

એક દિવસની વાત છે. સંધ્યા થતાં લશ્કરે પડાવ નાખ્યો. મનને પ્રફુલ્લિત કરવા માટે સિકંદર ઘોડા ઉપર ચડીને ફરવા નીકળ્યો. થોડેક દૂર ઉદ્યાન હતું. ઈરાનના શાહનો ત્યાં મહેલ હતો. શાહજાદી એ અરસામાં ત્યાં જ હતી. બગીચામાં બન્નેયનું મિલન થયું. એકબીજાને આકર્ષણ થતાં થોડોક વાર્તાલાપ થયો.

યોગાનુયોગ એરિસ્ટોટલ ત્યાં આવી ચડયા. દૂર થંભી ગયા. સઘળું દૃશ્ય જોઈ લીધું.

રોજિંદા કાર્યક્રમ મુજબ રાત્રે સહુ ધર્મકથા સાંભળવા માટે એરિસ્ટોટલ પાસે કુંડાળામાં બેસી ગયા.

“સિકંદર ! એક વાત યાદ રાખજે કે વિશ્વ વિજેતાઓ પણ નારીથી ભૂંડો પરાજય પામ્યાની વાતો ઈતિહાસને પાને લખાયેલી છે. આ વાવ તારે હરગીજ ભૂલવી નહિ.” ધર્મગુરુ એરીસ્ટોટલે સિકંદરને બોધ આપ્યો. આજે એમના શબ્દોની પાછળ જે મૂંઝારો હતો. તેને સિકંદરે પકડી પાડયો હતો.

વળતે જ દિવસે ઈરાનની શાહજાદી પાસે જઈને સિકંદરે તેણીને નનૈયો સુણાવી દીધો.

શાહજાદી છંછેડાઈ. તેણે જાણી લીધું કે તેમની બાજી બગાડી નાંખનારા એરિસ્ટોટલ છે.

શાહજાદીએ પ્રતિજ્ઞાપૂર્વક સિકંદરને જણાવ્યું કે તે ટૂંક સમયમાં જ એરિસ્ટોટલને પોતાનું પાણી બતાડી આપશે. નારી આગળ પુરુષ કેટલો લાચાર બની શકે છે? એ સત્યના સાક્ષી બનવા માટે તેણીએ સિકંદરને આમન્ત્રણ આપ્યું અને....વળતે દી આ નારીએ નરને –વાઘને– ભૂંડો પરાજય આપ્યો.

એરિસ્ટોટલ તે જ ઉદ્યાનમાં ધ્યાનસ્થ બન્યા. સોળે શણગાર સજીને શાહજાદીએ વાયોલીન શરૂ કર્યું. શાંતિની મોહિનીએ એરિસ્ટોટલ ઉપર કામણ કર્યું. ઊઠીને શાહજાદી પાસે આવ્યા. એનું લાવણ્ય જોતાં જ એમના રામ રમી ગયા. એમણે ભોગસુખની પ્રાર્થના પણ કરી. મહેલના પહેલા મજલે બેસીને સિકંદર આ અકલ્પ્ય ઘટના નિહાળી રહ્યો હતો.

શાહજાદીએ કહ્યું, "ભોગ–સુખ કબૂલ છે; પણ તે પામવા માટે મારો ઘોડો બનીને ચાર પગે આ મહેલને પરિક્રમ્મા લગાડવી પડશે."

એરિસ્ટોટલ કબૂલ થયા. શાહજાદી એની પીઠ ઉપર સ્વાર થઇ. ચાબૂકની જેમ પીછી મારતી, ડચ....ડચ.... બોલતી ચલાવવા લાગી.

એ જ પળે સિકંદર નીચે દોડી આવ્યો. "અરે ગુરુજી! આ શું? ગઈ કાલના આપના બોધ સાથે આ ઘટનાને કોઈ જ મેળ નથી!"

આ શબ્દો સાંભળતાં જ એરિસ્ટોટલ શરમાઇ ગયા. તેમણે તરત ઊભા થઈ જઇને સિકંદરને કહ્યું. "બાદશાહ! મેં જે શબ્દોથી ગઇ કાલે તને બોધ આપ્યો હતો તે તદ્દન યથાર્થ ઠર્યો છે. જો, હું પણ આ નારીશક્તિથી પરાજિત થયો છું. ખેર....હજી બાજી બગડી નથી. 'જાગ્યા ત્યારથી સવાર' સમજીને ચાલ, અહીંથી નાસી જઇએ.

અને.... બે ઘોડાના ડાબલાઓનો અવાજ સંભળાવા લાગ્યો.

હાથમાં આવી પડેલું પંખી ગગનમાં ઊડી જતાં શાહજાદીના મોંમાંથી અરેકારો નીકળી ગયો!

પણ સબૂર! છતાં ય એણે નારીશક્તિનો પરચો તો આપી જ દીધો હતો અને એ જ એનો જ્વલંત વિજય હતો.



## બોલતાં પહેલાં ખૂબ વિચારો

[ **નોંધ :** અધીરા કે ઉતાવળા બનીને બહારનું બોલાઇ જાય ત્યારે તેનાં ખૂબ જ માઠાં પરિણામો આવે છે. સારી પણ વાત વિચાર્યા વિના બોલાઈ તો તેનું પરિણામ પાંચ જીવોની હત્યામાં પરિણમ્યું. તો ખોટી કે ખરાબ વાતો બોલાય જ કેમ ? આ કથા શાન્તિથી વાંચજો; ઘણો બોધ આપી જશે. ]

બાર બાર વર્ષના સૂરજ ઊગ્યા અને આથમી ગયા. હજી પોતાના પતિ પાછા ફર્યા નથી એ વિચારે એક સ્ત્રી બારણે અઢેલીને ઊભી છે; પતિની પ્રતીક્ષા કરી રહી છે. રોજનો આ એનો કાર્યક્રમ બની ગયો હતો.

એક દિવસની વાત છે. કોઈ વિશિષ્ટ જ્ઞાની મુનિવર માર્ગ ઉપરથી પસાર થતા હતા. ભિક્ષાર્થે નીકળ્યા હતા. પેલી પતિ-વિરહિણી સ્ત્રીએ પોતાના આંગણે પધારીને લાભ આપવાની વિનંતિ કરી. મુનિએ એની વિનંતિ સ્વીકારી.

ભિક્ષા લીધા બાદ, પાછા વળતાં મુનિને થોભાવીને તે બાઈએ મુનિને કહ્યું, "મુનિવર ! બીજું તો કાંઈ જ ઇચ્છતી નથી પણ મારા પતિના આગમનની પ્રતિક્ષા કરતાં હવે તો થાકી ગઈ છું. આ દુર્ધ્યાન મને ખૂબ સતાવે છે. આપ ખૂબ જ્ઞાની છો. મને જો એમના આગમનનો સમય જણાવી દો તો હું રોજની પ્રતીક્ષા કરવાની માંડવાળ કરીને

ધર્મધ્યાનમાં ચિત્ત પરોવી દઉં અને એમના એ નિશ્ચિત દિવસને જાણીને નિશ્ચિંત બની જાઉં."

જો એક સ્ત્રી આ રીતે દુર્ધ્યાનથી મુક્ત થતી હોય તો જ્ઞાનનો સદુપયોગ કેમ ન કરી લેવો? એ વિચારે વિશિષ્ટ જ્ઞાની મુનિએ કહ્યું, "બેન! આજથી ત્રીજે દિવસે સાંજે તારા પતિ આંગણે આવીને ઊભા રહેશે."

બાઇ ખૂબ રાજી થઇ. ત્રીજા દિવસની સવારથી તેનો ચહેરો–મહોરો પ્રફુલ્લિત થઈ ગયો. પતિને સન્માનવા માટે તેણે સોળ શણગાર સજ્યા. મોંમાં પાન નાખ્યું; સેંથીએ સિંદૂર ભર્યું.

અને.... ખરેખર.... સંધ્યા થતાં જ એના પતિ આવ્યા.

પત્નીએ એમને વહાલથી—ભારે વહાલથી વધાવ્યા. પણ પતિને શંકા પડી ગઈ કે, મારા આગમનની તો આ સ્ત્રીને ખબર નથી તો એણે આ સાજ-સજાવટ કોના માટે કરી? શું તે કુલટા હશે?"

સ્રીના દુશ્ચારિત્ર્યની આ શંકા નિર્મૂળ કરવા માટે પતિએ છેવટે પત્નીને જ પૂછ્યું. બાઇ હસી પડતાં બોલી. "રે! આવી દુષ્ટ કલ્પના જ કેમ કરો છો? મને તો ગામમાં બિરાજમાન જૈન મુનિએ તમારા આગમનની વાત ત્રણ દી પહેલાં કરી હતી. એથી જ આજે મેં સોળ શણગાર સજ્યા."

પણ.... આથી પતિના મનનું સમાધાન ન થયું. વળતે દિવસે સવારે મુનિના જ્ઞાનની પરીક્ષા કરવા માટે ઉપાશ્રયે

ગયો. બધી વાતો થઈ તો ય સમાધાન ન થયું. છેવટે તેણે પૂછ્યું, "મુનિવર! જો તમે આટલા બધા જ્ઞાની હો તો મને એટલું જ કહો કે, મારે ઘેર ઘોડી સગર્ભા ક્યારે બની છે અને તેના પેટમાં કેટલાં બચ્ચાં છે?"

"બે." તરત જ મુનિએ વળતો જવાબ આપ્યો.

આ સત્યના પારખાને હવે ક્યાં છેટું હતું? ઘરે જઈને તરત જ તે પુરુષે ઘોડીના પેટ ઉપર તરવારનો ઘા કરી દીધો અને એ જ પળે એ જ તરવારથી કપાઈ ગએલાં બે બચ્ચાં બહાર નીકળી ગયાં! સામે જ ઊભેલી તેની પત્નીથી આ દૃશ્ય ન જોવાયું. તે ચીસ ખાઇને બેભાન થઇને ઢળી પડી.

મધરાતે પણ એ ભાઈને ઊંઘ ન આવી. 'પોતાના નિમિત્તે ત્રણ જીવોની હત્યા!' આ વિચાર તેના માટે જીવલેણ પુરવાર થયો. તેણે પણ ફાંસો ખાઇને આત્મહત્યા કરી.

સવારે એ મુનિને આ સમાચાર મળ્યા. ચારે ય હત્યાનું મૂળ પોતે છે એમ સમજીને અનશન કરીને દેહત્યાગ કર્યો.

એ દિવસે આખા નગરમાં સોપો પડી ગયો. સહુ એક જ વાત કરતા, "ભાઈ, કાંઈ પણ બોલતાં પહેલાં ખૂબ વિચાર કરજો."



## ચોરો શાહુકાર બનતા ગયા

આ સત્ય ઘટના છે.

એ હતા; માંડલના શેઠ; નામ એમનું અમૃતલાલ મલુકચંદ.

આસપાસના મુલકમાં શેઠના નામની હાક વાગે. એ ધર્માત્મા હતા; મર્દ હતા; સદાચારી હતા, પરગજુ હતા; નીતિમાન હતા.

એક દિવસ રાબેતા મુજબ શેઠ ઘોડી ઉપર બેસીને શંખેશ્વર તીર્થની યાત્રા કરવા જતા હતા. ઘોડી વગડો કાપતી હતી ત્યાં રૂપેણ નદીની રેતના પટમાં ઘોડી આવી કે એક દિશામાંથી ચાર બુકાનીધારી ધસી આવ્યા. તેઓ બધા ઘોડેસ્વાર હતા.

પડકાર કરતાં તેમણે કહ્યું, "શેઠ! અંગ ઉપર જેટલા દાગીના છે તે તમામ અહીં હમણાં જ ઉતારી નાખો, નહિ તો કદી ઘર ભેગા થઈ શકશો નહિ. તમે એક છો; અમે ચાર છીએ."

જમાનાના ખાધેલ શેઠે સમયને ઓળખી લીધો. લડી લેવાનું બળ માપી લીધું અને મનોમન નક્કી કર્યું કે લડવામાં તો કોઈ સારાવટ જણાતી નથી.

"પણ તો શું ઘરેણાં ઉતારીને દઈ દેવાય? વળી આ તો તીર્થયાત્રાએ નીકળ્યો છું. આમ મારગમાં લૂંટાઈ

જાઉં તો ભોના માર્યા લોકો જાત્રા કરવાનું જ બંધ કરી દેશે. એ પાપનો ભાર મારે શા માટે લેવો જોઇએ?" શેઠ મનોમન વિચારવા લાગ્યા. એકાએક એમને ઉપાય જડી આવ્યો. સ્વસ્થ અવાજે શેઠે બહારવટીઆઓને કહ્યું, "ભાઇ! મને એ તો કહો કે મને લૂંટો છો શાને સારુ?"

ઘરમાં ખાવાને ધાન નથી, છોકરાં ભૂખે મરે છે માટેસ્તો." એકે કહ્યું.

"તો એમ કરો. હું તમને ચારેયને સો સો રૂપીઆ રોકડા દઉં. તમે ખેતી કરો. મને લાગે છે કે એથી તમે ઠીક ઠીક પૈસા રળી શકશો. બાકી આમ લૂંટી ચલાવીને તો કેટલા દી કાઢશો?"

શેઠની વાતે સહુને વિચારમાં મૂકી દીધા. અરસપરસ ગુસપુસ કરીને એક બહારવટીઓ બોલ્યો," શેઠ! જો હમણાં જ રૂપીઆ અહીં મંગાવી દો તો અમે લૂંટનો ધંધો છોડી દઇએ."

તરત જ શેઠે પંચાસરની પેઢી ઉપર ચિઠ્ઠી લખી આપી. એક જવાન તાબડતોબ પહોંચ્યો અને પંચાસરથી રૂપીઆ લઇને પાછો આવી ગયો. સહુએ ત્યાં ને ત્યાં રકમ વહેંચી લીધી અને પછી શેઠને છૂટા કર્યા. શેઠની ઓળખ લઈ લીધી, સાંજી ઘોડીવાળા શેઠ તરીકેની. ૨૫-૨૫ રૂ. ના બળદો વગેરે લઈને સહીઆરી ખેતી શરૂ કરી. વરસ ખૂબ સારું આવ્યું વરસાદ કાચા સોના જેવો વરસ્યો. પુષ્કળ

અનાજ પાક્યું. દરેકને ભાગે પંદરસો પંદરસો રૂપીઆ નફો આવ્યો.

હાથમાં આવેલા રૂપીઆ જોઈને સહુને શેઠ યાદ આવ્યા. એમના ઉપકારને વીસરે એવા આ કૃતઘ્ન ન હતા. એ તો જાતના બહારવટીઆ બન્યા હતા, પણ હૈયાની અમીરાત તો એમના બાપની હતી.

રૂપીઆ ચારસો લઈને ગયા માંડલ. સાંજી ઘોડીવાળા શેઠની તપાસ કરતાં શેઠ મળી ગયા. શેઠને રૂપીઆ દેવા લાગ્યા.

શેઠે કહ્યું," રૂપીઆ કેવા ને વાત કેવી ? મારા ચોપડે તમારું ખાતું જ નથી ત્યાં કોના નામે જમા કરું ?'

બહારવટીઆઓએ રૂપેણ નદીના તટે બનેલા પ્રસંગની વાત કરી. શેઠે તે ઘટનાનું સ્મરણ થઈ આવ્યું હોય તેવો દેખાવ કરીને કહ્યું, "હા....હા....હં. ..યાદ આવ્યું. તે શું તમે તે રકમમાંથી ખેતી કરી ? પેલો ધાડપાડુનો ધંધો મેલી દીધો ? ”

હા....શેઠજી ! તમારા કહેવા મુજબ અમે કર્યું તો અમે ઢગલો પૈસા રળ્યા. એટલે જ તો આ તમારા રૂપીઆ પાછા દેવા આવ્યા છીએ ને ? ” આગેવાન બહારવટીએ કહ્યું.

શેઠે કહ્યું, “ ભલે....પણ તમારા ગામમાં હજી જે લોકો લૂંટારુનો ધંધો કરતા હોય તેમાંના ચાર માણસને

આમાંથી સો સો રૂપીઆ દો, અને ખેતીના ધંધે ચડાવો. જો એ લોકો પણ કમાઇને રૂપીઆ પાછા દેવા આવે તો બીજા ચાર જણને એ રૂપીઆ દઇને ધંધે ચડાવજો. આમ આ ચારસો રૂપીઆને ફેરવતા રહો." આ વાતનો અમલ થયો. અડધા ગામે ચોરીનો ધંધો મૂકી દીધો.



## એકલવીર બનો

વગડાના પ્રદેશમાંથી કોઈ શ્રીમંતની જાન પસાર થતી હતી. સહુ આનંદમગ્ન બનીને કિલ્લોલ કરતા હતા. સંધ્યાનો સમય થવા આવ્યો એટલે વડીલોએ કહ્યું, "જાન અહીં જ થોભાવી દો અને સહુ ભોજન કરી લો." જાન થોભી ગઈ. લાડુ અને ગાંઠીઆનો સૂકો નાસ્તો શરૂ થયો.

વડીલે યુવાનોને કહ્યું, "યુવાનો! આસપાસના પ્રદેશમાં નજર કરી આવો. જો કોઈ મુસાફર જોવા મળે તો આદર સાથે અહીં લઇ આવો. આપણે તેનું આતિથ્ય કરીએ."

યુવાનો ઘોડા ઉપર ઉપડી ગયા. મળ્યા તેટલા મુસાફરોને લઈ આવીને તેમનું આતિથ્ય કર્યું. એટલામાં થોડેક દૂરથી પસાર થતો એક ઘોડેસ્વાર જોવા મળ્યો. એ હતો કોઇ ગરાસીઓ. ભારે આગ્રહપૂર્વક તેને પણ યુવાનો લઈ આવ્યા.

ગરાસીઆએ બે લાડુ અને થોડા ગાંઠીઆ ખાઇ લીધા. વડીલોએ તેનાં નામ-ઠામ પૂછ્યાં. જાનને પસાર થવાના

રસ્તામાં જ તેનું ગામ આવતું હતું એટલે તેને સાથે જ આવવાની ભલામણ કરી. ગરાસીએ તેનો સાદર સ્વીકાર કર્યો.

વાળુ કરીને જાન આગળ વધી. રાત પડી ગઈ. ધીમે ધીમે અંધારું જામવા લાગ્યું. ચોકીઆતો હાકોટા પાડતા આગળ વધવા લાગ્યા.

એકાએક બુકાનીધારી ધાડુપાડુઓ એક બાજુથી ધસી આવ્યા. તેમણે જાનને ઘેરી લીધી. બાળકો અને બાઈઓ ભયનાં માર્યાં કંપવા લાગ્યાં. મોટેથી રડવા લાગ્યાં. આગેવાને ત્રાડ નાંખીને કહ્યું. "બધાં ઘરેણાં ઉતારી નાંખો; અહીં જ ઢગલો કરી દો, નહિ તો એકેએકને કાપી નાંખશું."

જેટલા લાલટેન હતા તે બધા ય ચેતવી દેવાયા. ચારે બાજુ પ્રકાશ ફેલાયો.

જાનમાં અનેક શ્રીમંતો હતા. શ્રીમંતોના ઘરની દીકરીઓ હતી. દરેકે પોતાના અંગનાં ઘરેણાં ઉતારી નાંખ્યાં. મોટો ઢગલો થઇ ગયો. બુકાનીધારીઓ ખુશખુશાલ બની ગયા, અણધાર્યો તડાકો પડવા બદલસ્તો.

જાનના ચોકીઆતોને ઝાડના થડ સાથે મુશ્કેટાટ બાંધી લેવામાં આવ્યા.

પેલો ગરાસીઓ થોડેક દૂર ઊભો ઊભો કતરાતી—નજરે આ બધું જોતો હતો.

બુકાનીધારીઓના નેતાની નજર તેની ઉપર પડી. તેની ભેટે ઝૂલતી તલવાર જોઈને તે તાડૂક્યો, "અઇ સાથીતો! પેલાની કેડે દાતરડું છે, તે ઉતારી લો."

પાંચ સાથીતો ગરાસીઆ તરફ ધસ્યા. તેને ઘેરી વળ્યા. ગરાસીઆએ ગર્જના કરીને કહ્યું, "મારી તરવારને જો ફરી દાતરડું કહ્યું છે તો મૂઆ સમજજો." પાંચે ય સાથીતો આ પડકારે ચાર કદમ પાછા હઠી ગયા. હવે ટોળકીનો નેતા તેની પાસે આવ્યો. ગરાસીઆની મર્દાનગી જોઇને તે આફ્રીન પોકારી ગયો હતો. સાનમાં જ સાથીતોને કહી દીધું કે, "એની સાથે લડજો, પણ જાનથી મારતા નહિ. કોઈ ભડનો દીકરો જણાય છે."

ગરાસીઆએ બુકાનીધારી નેતાને કહ્યું, "ભાઈ! સાંભળી લે. આ જાનના મેં લાડુ અને ગાંઠીઆ ખાધા છે. એટલે મારા જીવતાં તો જાનૈયાનાં ઘરેણાં તમે કદાપ લઇ જઇ શકશો નહિ. તમે મારી સાથે લડો અને મને મારીને જે કરવું હોય તે કરો. બાકી મારા જીવતાં આ ઘરેણાંના ઢગલાને અડવાય નહિ દઉં એટલું નક્કી સમજી રાખજો. હું નિમકહલાલ છું, નિમકહરામ નહિ.

અને....ધીંગાણું શરૂ થઈ ગયું. લાલટેનના પ્રકાશમાં તરવારના દાવ ખેલાવા લાગ્યા. નેતાને લાગ્યું કે આ તો એકે હજારો લાગે છે. આને જીવતો પકડવો ય મુશ્કેલ છે.

ગરાસીઆએ પાંચ લુંટારુંને ઘાયલ કરી નાંખ્યા. વીફરેલો વાઘ બનીને એ ટોળી ઉપર ત્રાટકયો હતો.

"ધીંગાણું બંધ કરો." બુકાનીધારી નેતાએ એકાએક આદેશ કર્યો.

ગરાસીઆ સાથે મૈત્રીનો હાથ લાંબો કર્યો.

ઘરેણાં પરત મળ્યાં. જાન ઊપડવાની તૈયારીમાં પડી. જાનના વડીલ ગરાસીઆને ભેટી પડયા. હર્ષનાં આંસુથી એને નવડાવી દીધો.

ગરાસીઆના મોં ઉપર નિમકહલાલીનો દાવ ખેલવા મળ્યાનો સંતોષ તરી આવ્યો હતો.



## ચાંપો : નખશીશ આર્ય

ધન ભરેલી વાંસળી કેડે નાંખીને ઊંટ ઉપર બેઠેલો ચાંપો વાણીઓ જંગલમાંથી પસાર થતો હતો. રસ્તે ત્રણ લૂંટારું મળ્યા.

ત્રાડ નાંખીને થોભી જવાનો આદેશ કરીને પૂછ્યું, "એય વાણીઆ, તારી પાસે ધન છે ખરું ?" સત્યભાષી ચાંપાએ કહ્યું, "જરૂર છે. આ વાંસળીમાં છે અને શરીર ઉપર પણ છે.

લૂંટારાઓના સરદારે કહ્યું, "તે બધું ય ધન અહીં મૂકીને જવું પડશે."

ચાંપો : જો તમે ત્રણે ય ભિખારી હો તો દાનરૂપે આમાંનું કેટલુંક ધન દઈ દેવાની મારી તૈયારી છે. નહિ તો રાતી પાઈ પણ દેવાનો નથી.

સરદાર : અમે તો લૂંટારું છીએ. લૂંટીને લીધા વિના રહેવાના નથી.

ચાંપો : તો થઈ જાઓ તૈયાર; લડવાને. લડીને જ તમે ધન લઈ શકો, લૂંટીને તો કદાપિ નહિ."

આટલું બોલીને મર્દ ચાંપો ઊંટ ઉપરથી નીચે ઊતરી ગયો. આથી આશ્ચર્ય પામીને સરદારે નીચે ઊતરી જવાનું કારણ પૂછ્યું. ચાંપાએ કહ્યું કે "લડવા માટે બન્ને પક્ષે સરખી ભૂમિકા ઉપર રહેવું જોઈએ; આ યુદ્ધની **નીતિ** છે. તમે ધરતી ઉપર અને હું ઊંટ ઉપર; એ બરોબર નથી."

આટલું કહીને ચાંપાએ તીરના ભાથામાં ત્રણ તીર રહેવા દઈને બાકીનાં તમામ તીર તોડી નાખ્યાં. આથી ફરી વાર આશ્ચર્યચકિત થઈને સરદારે તેમ કરવાનું કારણ પૂછ્યું.

ચાંપો : તમે ત્રણ છો માટે મારે ત્રણ જ તીર ઘણાં છે. વધુ તીરની શી જરૂર ?

સરદાર : તે શું તું એમ માને છે કે તારા ત્રણ તીરમાં એકે ય નિષ્ફળ નહિ જાય અને અમે ત્રણે ય ઘાલય થઈ જ જઈશું ?

ચાંપો : હા, ચોક્કસ. કેમકે હું કુશળ તીરંદાજ છું. મારું તીર અમોઘ છે.

સરદાર : તો આ આકાશે ઊડતા પંખીને એક જ તીરે ઢાળી દે જોઉં.

ચાંપો : નિરપરાધી પંખીને મારવામાં હું માનતો નથી. બાકી તમે કહેતા હો તો તમારામાંનો એક પેલા વૃક્ષના થડથી થોડે દૂર ઊભો રહે. એના માથે મારી ગળાની માળા જરાક ઊંચી ટેકવીને મૂકો. મારું બાણ એ માળાને ઉપાડી લઈને થડમાં પેસી જશે.

આ સાંભળીને સરદાર પોતે જ તૈયાર થયો.

ખરેખર તીર માળા ઊંચકીને થડમાં ભરાઈ ગયું.

સત્યવાદી, ન્યાયપ્રિય, ઉદાર, મર્દ અને તીરંદાજ વાણીઆને સહુ ટગર ટગર જોઈ રહ્યા.

સરદારે તેને નામ પૂછતાં ચાંપા વાણીઆએ પોતાનું નામ જણાવ્યું.

સરદારે તેને કહ્યું, "ભાઈ! તારા જેવા મર્દની સાથે યુદ્ધ કરીને આ ધરતી ઉપરથી અમારે તને નામશેષ કરવો નથી. તારા જેવા મર્દોની તો અમારે જ ખૂબ જરૂર છે.

ભાષાનું ખૂબ જ ઊંચું ધોરણ જોઈને ચાંપાએ પૂછ્યું, "તમે લૂંટારુંની જાત હો તે મારા મગજમાં બેસતું નથી. સત્ય પ્રગટ થાય તેમ ઇચ્છું છું."

સરદારે કહ્યું, "હું વનરાજ ચાવડો છું. રાષ્ટ્રરક્ષા માટે ધન એકઠું કરવા આ માર્ગે ન છૂટકે નીકળ્યો છું.

"જ્યારે મને રાજ મળેલું જાણવા મળે ત્યારે તારે મારી પાસે જરૂર આવી જવું. તારી શક્તિનો મારે લાભ ઉઠાવવો છે."

ચાંપો : અહો! આપ પોતે જ વનરાજ છો! તો તો આ સઘળી સંપત્તિ આપના ચરણે છે. વાણીઆનું ધન અવસરે રાષ્ટ્રરક્ષામાં વપરાતું હોય તો તેનું મોટું મદ્ભાગ્ય ગણાય. સ્વીકારો મારી સંપત્તિ. રે! આપ આજ્ઞા કરતા હો તો આ પ્રાણ આપના ચરણે મૂકી દઉં છું. આપ મને ચાહે તે આજ્ઞા કરી શકો છો.

પોતાની રૈયતની વીરતા ઉપર આફ્રીન પુકારી જતાં વનરાજની આંખમાં હર્ષનાં બે આંસુ ધસી આવ્યાં. ભાવીના ગગને દુઃખનાં વીખરાતાં વાદળો એણે જોયાં.



## ગુરુનો અવિનય કદી ન કરજો

સૂરિપુરંદર હરિભદ્રસૂરીશ્વરજીના સંસારીપણે બે ભાણેજો: નામે હંસ અને પરમહંસ.

સંસારથી વિરક્ત થઈને બન્નેએ મામા મહારાજની પાસે દીક્ષા લીધી. ઘણો સુંદર સુંદર શાસ્ત્રાભ્યાસ કર્યો, પણ તો ય સ્વાધ્યાયની ભૂખ એવી ને એવી જ તીક્ષ્ણ રહી.

એક દિવસ ગુરુદેવ પાસે બૌદ્ધમતનો અભ્યાસ કરવા માટે તેમના મઠમાં જઈને ગુપ્ત રીતે રહેવાની આજ્ઞા માંગી. જ્ઞાની ગુરુવરને કોઇ અમંગળની એંધાણી થઈ, અને તેમણે સંમતિ ન આપી.

ગુરુના આશિષ ન મળ્યા તો ય અવિનયીશા બનીને બન્ને ભાણેજ–મુનિઓ વેષપલટો કરીને; બૌદ્ધ મઠમાં જઈને રહ્યા. બૌદ્ધમતનો જોરદાર અભ્યાસ શરૂ કર્યો.

એક દિવસ બૌદ્ધાચાર્ય જૈનમતનું ખંડન કેવી રીતે થાય? તેની યુક્તિઓ આપતા હતા. તે વખતે હંસ અને પરમહંસ મુનિએ એ યુક્તિની નબળી કડીઓ નોંધવાનું ગુપ્ત રીતે શરૂ કર્યું. કાગળની ચબરકી ઉપર આ નોંધ થઇ અને કમનસીબે એ ચબરકી આડી–અવળી મુકાઇ જતાં બૌદ્ધ–વિદ્યાર્થીના હાથમાં આવી પડી.

તેણે બૌદ્ધાચાર્યને આપી. એ ઉપરથી બૌદ્ધાચાર્યે અનુમાન કરી લીધું કે આ મઠમાં ગુપ્ત વેષે જૈની મતના અનુયાયી હોવા જોઇએ. આ વાતની ખાત્રી કરવા માટે તેમણે રાત્રિના સમયે વિદ્યાર્થીખંડમાં છત ઉપરથી ઉપરા ઉપરી ઘડા ગબડાવ્યા. એકાએક ધડાકો થતાં જ્યારે બૌદ્ધ વિદ્યાર્થીએ, 'બુદ્ધં સરણં ગચ્છામિ' વગેરે બોલ્યા ત્યારે હંસ–પરમહંસ મુનિ 'નમો અરહિંતાણં' જોરથી બોલ્યા.

બૌદ્ધાચાર્યને ખાત્રી થઈ કે તે બે જૈન છે. ફરી એક પરીક્ષા કરી, જેમાં દરેક પગથિયે અરિહંતની પ્રતિમાની આકૃતિ દોરીને સહુને તે પગથિયેથી ઉતરવાનો આદેશ કરાયો. બન્ને મુનિઓએ પોતાની ઉપર ઘેરાતાં આફતનાં કાળાં વાદળ જોઈ લીધાં, પણ અત્યારે તો માર્ગ જ કાઢવાનો હતો એટલે હાથમાં સફેદ ખડી લઈને અરિહંતની પ્રતિમાને અન્ય-રૂપે કરીને ધડાધડ પગથિયાં ઊતરી ગયા. પાછલે બારણેથી નાસી છૂટયા.

બૌદ્ધોએ તેમનો પીછો પકડયો. હંસ મુનિ પકડાયા અને એમનું રસ્તામાં મૃત્યુ થયું. પરમહંસ મુનિ રાજા શૂરપાળ પાસે પહોંચી ગયા. બૌદ્ધોએ શૂરપાળને પરમહંસ મુનિ સોંપી દેવા કહ્યું પણ શૂરપાળે તેમની માંગણીને સાફ શબ્દોમાં નકારી દઇએ કહ્યું કે "તે મારા શરણે છે, મારું તેમને અભય વચન છે, તમે ચાલ્યા જાઓ."

બૌદ્ધો નિરાશ થઈને મઠ તરફ પાછા ફર્યા.

ત્યાર બાદ રાજાના ઇશારાથી પરમહંસ મુનિ તક જોઇને ત્યાંથી નીકળી ગયા. ભયના ભારેખમ વાતાવરણ નીચે જ તે ગુરુદેવ શ્રી હરિભદ્રસૂરિજી પાસે ઠેઠ ચિત્તોડ પહોંચી ગયા. પરમહંસ મુનિએ ગુરુદેવને સઘળી વાત કરી અને છેલ્લે એકરાર કર્યો કે ગુરુદેવની સાફ ના છતાં ઉપરવટ થઇને અભ્યાસ કરવા માટે ગયા તેનો જ આ કરુણ અંજામ આવ્યો છે.

સગા ભાઈ–મુનિ હંસનું જીવન ખતમ થયું છે....એમ કહીને અવિનય કર્યા બદલ ધ્રૂસકે ધ્રૂસકે રડીને માફી માંગી.

જે અવિનયની ભૂલ થઈ તે થઈ ગઈ, પણ સૂરિદેવે પોતાનો એક અચ્છામાં અચ્છો શિષ્ય ગુમાવી દીધો હતો તેનો આઘાત જીવલેણ હતો.

પરમહંસ મુનિની વ્યથા આસમાનને આંબી હતી. જાણે કે ગુરુદેવને બાતમી આપવા અને માફી માંગવા જ દેહમાં હંસલો રહ્યો હોય તેમ ગુરુદેવના ખોળામાં માથું મૂકીને રડતાં રડતાં જ પરમહંસ મુનિએ પ્રાણ છોડી દીધા. સૂરિવર માટે તો ઘા ઉપર મીઠું ભભરાયું. દિવસો સુધી એ બેચેન બની રહ્યા.

એક દિવસ શાસનદેવીએ સૂરિવરને જણાવ્યું કે, “વિદ્વાન શિષ્યોના વિરહની વ્યથા શાન્ત કરો. આપ તો મહાજ્ઞાની છો, આપને શું કહું ? પણ એક વાત જણાવી દઉં કે આપના ભાગ્યમાં હવે કોઈ શિષ્યપ્રાપ્તિ નથી. આ વિરહવ્યથાને શાન્ત કરવા માટે આપ ગ્રન્થનિર્માણ સ્વરૂપ સ્વાધ્યાયમાં લાગી પડો. આપને ખૂબ શાન્તિ મળશે.” સૂરિજીએ તેમ જ કર્યું. તેમને પરમ શાન્તિ મળી.



# જબ્બર રાજનીતિજ્ઞ શ્રીકૃષ્ણ

[ શ્રીકૃષ્ણને અનેક પાસાંઓથી વર્ણવાય છે. એમાંનું એક પાસું રાજનીતિનું છે. આ પાસાથી વિચારતાં શ્રીકૃષ્ણને મહાભારતકારે 'રાજનીતિનું વિરાટ વ્યક્તિત્વ ધરાવતા શ્રીકૃષ્ણ' તરીકે આલેખ્યા છે એમ લાગે છે. કદાચ શ્રીકૃષ્ણ જેવા રાજનીતિજ્ઞ આપણને ભાગ્યે જ જડે. અહીં એમના એ વિશિષ્ટ પાસાનું આલેખન કરવામાં આવ્યું છે. રાજનીતિને જાણ્યા-સમજ્યા વિના, તથા વારસાગત એના કૌશલને પામ્યા વિના રાજનીતિના ક્ષેત્રમાં પ્રવેશી જનારા માણસો દ્વારા કેવા લવાડા થાય છે; પ્રજાની કેવી ખાનાખરાબી થાય છે એ વાત શ્રીકૃષ્ણના આ પાસા ઉપરથી સ્પષ્ટ થઈ જશે. ]

મહાભારતના યુદ્ધમાં એક દિવસ અર્જુનના મહાબલિષ્ઠ પુત્ર અભિમન્યુનો જયદ્રથે સંહાર કરી નાખ્યો. પોતાના પુત્રના મૃત્યુના સમાચારે અર્જુન અત્યંત ઉદ્વિગ્ન તો થયા પરન્તુ તેથી વધુ પુત્રહત્યારા જયદ્રથનો પ્રાણ લેવા માટે એ તલપાપડ થઈ ગયા. અર્જુને તે જ સ્થળે પ્રતિજ્ઞા કરી કે જો જયદ્રથ આવતીકાલની સાંજ જુએ તો તો મારે અગ્નિમાં પ્રવેશ કરીને બળી મરવું.

અર્જુનની પ્રતિજ્ઞાના સમાચાર શ્રીકૃષ્ણને મળતાં તે ભારે ચિંતામાં પડી ગયા. 'જો અર્જુન આવતી કાલના યુદ્ધમાં જયદ્રથને મારી ન શકે તો નિજવચન-દૃઢમતિ અર્જુન

અવશ્યમેવ અગ્નિપ્રવેશ કરે! આ વિચાર શ્રીકૃષ્ણને ખૂબ જ સતાવવા લાગ્યો.

બીજા દિવસનો સૂર્ય ઊગ્યો અને યુદ્ધ શરૂ થયું. અર્જૂન અને જયદ્રથ સામસામા આવી ગયા. બન્ને વચ્ચે યુદ્ધનીતિના ઉત્કૃષ્ટ દાવપેચો ચાલવા લાગ્યા. બન્ને પક્ષનો સૈનિકગણ લડવાને બદલે એ જંગ જોવામાં તલ્લીન બની ગયો.

જોતજોતામાં બપોરનો ચારેક વાગ્યાનો સમય થઈ ગયો. હજી જયદ્રથ જરાય મચક આપતો નથી એ શ્રીકૃષ્ણે જોયું. આમ ને આમ જો સંધ્યા ઢળી જાય તો અર્જૂનનો અગ્નિ-પ્રવેશ નિશ્ચિત હતો. અર્જૂન જેવા મહારથીને ગમે તે રીતે બચાવવો જોઈએ એવું શ્રીકૃષ્ણ માનતા હતા. એમને હવે કોઈ દાવ રમવા સિવાય બીજો કોઈ રસ્તો દેખાતો ન હતો.

થોડેક દૂર જઈને શ્રીકૃષ્ણે ધરતી ઉપર પોતાનું સુદર્શન ચક્ર ઘુમાવવાનું શરૂ કર્યું. ચોમેર ધૂળની ડમરી ઊડવા લાગી. ધૂળના ગોટેગોટા બનવા લાગ્યા.

થોડી જ વારમાં આખું આકાશ ધૂળથી ઢંકાઈ ગયું. સૂર્ય પણ સાવ ઢંકાઈ ગયો. ચોમેર અંધારું ઘોર થઈ ગયું.

સૂર્ય અસ્ત થઈ ગયાની કલ્પનાથી યુદ્ધવિરામ જાહેર કરવામાં આવ્યો. જયદ્રથ મૂછે તાલ દેતો છાવણીમાં ગયો. અર્જુને અગ્નિપ્રવેશની તૈયારીઓ કરી. પોતાના પ્રિયતમ ગાંડીવ સાથે તે અગ્નિમાં પ્રવેશ કરવા સજ્જ બન્યો.

છાવણીમાં થોડો વિરામ લઈ જયદ્રથ વગેરે યોદ્ધાઓ અર્જૂનનો અગ્નિપ્રવેશ જોવા માટે ચિતા પાસે આવ્યા. થોડેક દૂર ઊભા રહીને અર્જૂનની મશ્કરીઓ કરવા લાગ્યા. અર્જૂન બધું સાંભળતો રહ્યો, પણ હવે તેની સામે કોઇ ઉપાય ન હતો; સિવાય અગ્નિપ્રવેશ.

જ્યાં અર્જૂન અગ્નિપ્રવેશ કરવાની તૈયારી કરે છે ત્યાં જ થોડાક સમય પૂર્વે સુદર્શન ચક્રની ગતિ સ્થગિત કરી હોવાથી આકાશમાં પથરાયેલી ધૂળ વિખરાવા લાગી. એકાએક સૂર્યનાં દર્શન થયાં.

અને.... શ્રીકૃષ્ણે મોટેથી રાડ પાડી, "અર્જૂન! ઓ, અર્જૂન! હજી તો આકાશમાં સૂર્ય છે માટે યુદ્ધવિરામ થઈ શકે જ નહિ. ઉઠાવ, ઝટ ઉઠાવ તારું ગાંડીવ, પણછ ઉપર ચડાવ બાણ! જો પેલો ઊભો જયદ્રથ!"

આ શબ્દ સાંભળતાં જ જયદ્રથ શ્રીકૃષ્ણનો ભેદ પામી ગયો. જીવ લઈને તે દોડવા લાગ્યો. પણ અફસોસ! હવે તે મોડો પડી ગયો. શ્રીકૃષ્ણના યુદ્ધવ્યૂહના સાણસામાં તે આબાદ આવી ગયો હતો. અર્જૂને પણછ ઉપર બાણ ચડાવીને જયભદ્રનું નિશાન તાક્યું. સનન કરતું બાણ ધસ્યું અને....જયભદ્રનું ધડ ઉપરથી માથું ઊડી ગયું. પાંડવપક્ષના સૈન્યે અર્જૂનનો વિજયનાદ લલકાર્યો.



## કેવી છે; કર્મોની સતામણી !

[ અહીં એવા એક આત્માની કથા છે, જે આત્મા પોતે પોતાના ઉદ્ધાર માટે તલપતો હોવા છતાં; એ માટેની વ્યવસ્થા કરી ચૂક્યો હોવા છતાં પોતાના જ ઉદ્ધારની વાતોને અવગણી નાંખે છે ! જનમોજનમની કરણીઓમાં ક્યારેક કોઈ ગફલત થાય છે ત્યારે તેના ફળરૂપે કેવી દયનીય સ્થિતિનું નિર્માણ થાય છે તે આ કથા જ તમને કહેશે.]

ત્રિલોકગુરુ પરમાત્મા મહાવીરદેવની ચરણોની સેવા એક દિવસ દેવોનો રાજા–સૌધર્મેન્દ્ર–કરી રહ્યો હતો. તેના મનમાં કાંઇ જિજ્ઞાસા ઉત્પન્ન થઈ. તેને સંતોષવા માટે તેણે ત્રિકાળજ્ઞાની પ્રભુને પ્રશ્ન કર્યો કે, "હે અશરણશરણ ! દેવાધિદેવ ! આપે જે ચૌદ પૂર્વોનું જ્ઞાન આપના સુવિનીત શિષ્યોને આપ્યું છે તે ક્યાં સુધી ટકશે ?"

કરુણાસાગર પ્રભુએ કહ્યું, "સૌધર્મેન્દ્ર, ચૌદ પૂર્વરૂપે જે જ્ઞાન છે તે ક્ષીણ થતું થતું એકાદ પૂર્વ જેટલું જ રહેશે ત્યારે મારા પરિનિર્વાણ પછી ૯૦૦ વર્ષ વીતી ગયાં હશે.

સૌધર્મેન્દ્રે પૂછ્યું, "પ્રભો તે સમયે કયા મહાત્મા વિદ્યમાન હશે ?"

"ઇન્દ્ર ! તારા સેવક રૂપે જે હરિણૈગમેષી દેવ હાલ દેવલોકમાં વિદ્યમાન છે તે દેવ તરીકેનું પોતાનું શેષ આયુ પૂર્ણ કરીને આ ભરતક્ષેત્રમાં માનવ–જન્મ લઇને 'દેવર્ધિગણિ'

નામના સાધુ થશે, એમના સમયમાં છેલ્લા પૂર્વનો પણ નાશ થશે." પ્રભુએ ફરમાવ્યું.

પ્રભુની પાસેથી આ વાત જાણીને ઈન્દ્ર સ્વર્ગમાં ગયો, ત્યાં તેણે હરણૈગમેષી દેવને તેનું ભાવી—પ્રભુના શ્રીમુખે જણાવાયેલું—કહ્યું. આ વાત સાંભળીને તે દેવાત્માને ખૂબ પ્રસન્નતા થઇ. તે જાતે પરમાત્મા પાસે આવ્યો અને તેણે પૂછ્યું કે, "હે પ્રભુ! માનવજન્મ લીધા બાદ મને શીઘ્રમેવ સાધુધર્માદિની પ્રાપ્તિ થશે કે ઘણી મુશ્કેલીથી?"

પ્રભુએ ફરમાવ્યું, "હે દેવાત્મા! ઘણી મુશ્કેલીથી તને ધર્મ મળશે, કેમકે તે વખતે તું રાજકુળમાં જન્મ પામવાનો છે અને ત્યાંના ભૌતિક વૈભવોમાં તું લપટાઈ જવાનો છે."

આ હકીકત સાંભળીને હરિણૈગમેષીને ભારે દુઃખ થયું. સ્વર્ગમાં જઈને તેણે આ વાત પોતાના સ્વામી સૌધર્મેન્દ્રને જણાવી.

સૌધર્મેન્દ્રે તેને એક સુંદર સલાહ આપતાં કહ્યું કે, "તું તારા વિમાનની દીવાલ ઉપર લખી દે કે, "મારી પછી મારા સ્થાને જે દેવાત્મા આવે તે મને મારા માનવ-જીવનમાં પ્રતિબોધ કરે. જો તે તેમ નહિ કરે તો તેને દેવેન્દ્રની આણ છે." આવું લખાણ જે તારા સ્થાનનો ભાવી દેવાત્મા વાંચશે તે તને મોહનિદ્રામાંથી પ્રબોધવા માટે આવશે."

સૌધર્મેન્દ્રની આ સલાહ દેવાત્માને ખૂબ ગમી ગઈ. તેણે તેનો અમલ પણ કર્યો.

સમયને પસાર થતાં ક્યાં વાર લાગે છે? એક દિવસ એ દેવાત્માનું દેવાયુ પૂર્ણ થઇ ગયું અને વેરાવળ–પાટણના અરિદમન રાજાની કલાવતી નામની રાણીની કુક્ષિમાં ગર્ભરૂપે તે આત્મા આવ્યો. અવસરે તેનો જન્મ થયો. રાજકુળના વૈભવો વચ્ચે મોટો થતો એ ભૂતપૂર્વ દેવાત્મા સંપૂર્ણપણે ધર્મવિમુખ થઈને વિલાસી જીવન જીવવા લાગ્યો. વનમાં જઈને નિર્દોષ પશુઓનો શિકાર કરવો એ તો એનું જીવન–વ્યસન બની ગયું.

આ બાજુ એના સ્થાને આવેલા નવા દેવાત્માએ કેટલાંક વર્ષો બાદ પેલું લખાણ વાંચ્યું. તરત તે મર્ત્યલોકમાં આવ્યો. તેણે પોતાની દીવ્ય શક્તિ દ્વારા જુદી જુદી રીતે આ રાજકુમારને પ્રબોધવાના ઉપાયો કર્યા પરંતુ તે બધા ય નિષ્ફળ ગયા. રાજકુમાર વધુ ને વધુ નાસ્તિકનું જીવન જીવવા લાગ્યો.

છેવટે એક દિવસ જ્યારે રાજકુમાર શિકાર કરવા વનમાં નીકળ્યો ત્યારે તે દેવાત્માએ પોતાની દિવ્ય–માયાથી એકાએક આકાશમાં મેઘાડંબર કરી નાંખ્યું. વીજળીઓ ભયાનક કડાકાઓ કરવા લાગી. ચોફેર ઘોર અંધારું થઈ ગયું. વાઘ, સિંહ વગેરે પશુઓની હૃદય ફાડી નાંખે તેવી ચીસો સંભ-

ભાવા લાગી રાજકુમારને પણ મિત્રોથી વિખૂટો પાડી દેવામાં આવ્યો.

આવી સ્થિતિમાં ગજવેલનું હૃદય ધરાવતો રાજકુમાર પણ ભયભીત થઈને કંપવા લાગ્યો. તેની આંખમાંથી ભયનાં આંસુઓ વહેવા લાગ્યાં. 'બચાવો! બચાવો!'ની તે બૂમો પાડવા લાગ્યો.

એ વખતે પેલો દેવાત્મા પ્રગટ થયો. એણે કહ્યું કે, "હું જે કહું તે બધું જ કરવાનું તું મને વચન આપે તો તને બચાવી લઉં."

રાજકુમારને તે માંગણી સ્વીકારવા સિવાય બીજો કોઈ ઉપાય ન હતો. રાજકુમારને સુરક્ષિત સ્થાને તે દેવે મૂકી દીધો.

દેવાત્માની ઇચ્છા મુજબ તે રાજકુમારે સાધુધર્મનો સ્વીકાર કર્યો. એ જ મહાસંયમી, અનાસક્તયોગી, વિશિષ્ટ જ્ઞાની, દેવર્ધિગણિ, ક્ષમાશ્રમણ; જેમણે શેષ રહેલાં જૈન-શાસ્ત્રોને ગ્રન્થારૂઢ કર્યાં. વંદન તે મહાત્માને!



## શીલ માટે ત્રણ બલિદાનો

ભારતનાં એક રાજ્યનો એ રાજા હતો. એનું નામ હતું; વલ્લરાજ.

ઈશ્વરનો એ ભક્ત હતો; દુઃખિતોનો એ મિત્ર હતો; જાતે એ પવિત્ર હતો. એના વિશુદ્ધ જીવનના પ્રભાવથી જ એનું રાજ્ય સમૃદ્ધ હતું; સ્વસ્થ હતું અને ખૂબ શાન્ત હતું. પ્રજા એને ચાહતી હતી; મિત્રો એનો સત્સંગ ઇચ્છતા હતા. સેવકગણ આવો સ્વામી મળ્યાની ખુમારી માણતો હતો.

ધર્માત્મા વલ્લરાજને એક વખત તીર્થયાત્રાઓ કરવાનો મનોરથ જાગ્યો. યુવરાજને રાજ્યનો ભાર સોંપી દઈને સારા દિવસે એણે યાત્રાપ્રવાસ શરૂ કર્યો.

બે–ત્રણ માસ પસાર થયા હશે ત્યાં યુવરાજના જીવનમાં એક ભયંકર ઘટના બની ગઈ.

એક દિવસ યુવરાજ મહેલના ઝરૂખે પોતાના મિત્ર સાથે વાતો કરતા બેઠા હતા. તે સમયે રાજમાર્ગ ઉપરથી કેટલીક પનિહારીઓ પસાર થઈ.

કોણ જાણે કેમ, એ દિવસે નીચેથી પસાર થતી બે બ્રાહ્મણ–કન્યાઓ ઉપર યુવરાજની નજર કાંઈક કામુક બની ગઈ. લસલસતું એમનું જોબન યુવરાજના દિલને સ્પર્શી ગયું.

પણ પળ બે પળ વીતી ન વીતી ત્યાં જ યુવરાજ એકદમ સ્વસ્થ બની ગયા.

ચિત્તના ગગનમાં એકદમ ધસી આવેલી વિકારની કાળી વાદળી એકદમ વિખરાઈ પણ ગઈ!

પરંતુ યુવરાજને કેમે ય ચેન પડતું નથી. મારાથી આ કેવું અકાર્ય થઈ ગયું ? એ વિચાર શત શત કીડીઓના ચટકાથી પણ વધુ વેદના તેના અંતરે જન્માવી ગયો !

વેદના અસહ્ય બનતાં સમીપવર્તી મિત્રને એણે વાત કરી અને પછી કહ્યું, "મિત્ર આજે તો મનથી જ પાપ થયું છે પણ કાલે કોણ જાણે કાયાથી ય શું નહિ થાય ? મારું જીવન-ભવન ભ્રષ્ટ થાય એ પહેલાં જ એને ધરતી ઉપર પછાડી દઈને ખતમ કરી નાંખવું જ સારું." આટલું કહીને તરત જ યુવરાજે બારીમાંથી બહાર ઝંપલાવી દીધું. ધરતી ઉપર પછડાતાં જ ખોપરી ફાટી ગઈ. યુવરાજ તત્ક્ષણ મૃત્યુ પામ્યા.

થોડી જ ક્ષણોમાં વાયુવેગે યુવરાજના આપઘાતની અને તેના કારણની વાત ફેલાઈ ગઈ. પેલી બે વિપ્રકન્યાઓને પણ આ વાવડ મળ્યા. વધુ તપાસ કરતાં એ વાતની પણ જાણકારી મળી કે તે બે વિપ્રકન્યાઓનું રૂપ જ યુવરાજનો પ્રાણ લેનારો ગોઝારો કૂવો બન્યું છે.

આ હકીકત જાણીને વિપ્રકન્યાઓને ભારે પણ આઘાત લાગ્યો.

એમણે વિચાર કર્યો કે આપણા રૂપમાં જ કામુકતાનો પ્રવેશ થયો હોય તો જ બીજાના અંતરમાં કામ ન જાગે ?' શું આવો સામાન્ય નિયમ નથી ?

હવે જો આપણી જ સ્થિતિ આવી હોય તો આવતી કાલે આપણું પતન નહિ થાય? એવું પતિતાનું જીવન જીવવા કરતાં તો બહેતર છે કે પવિત્ર જીવનમાં જ આપણે પ્રાણ છોડી દેવા.

બેય બેનોએ આ વિચાર કરીને એ જ રાત્રિએ પોતાના પ્રાણત્યાગ કરી દીધા.

બીજે દિવસે સવારે આ ઘટનાના સમાચાર વ્યાપી ગયા ત્યારે ઘર ઘરની નારીઓએ તે વિપ્રકન્યાઓને અંતરથી વધામણાં આપ્યાં. એમના શબ ઉપર પુષ્પાંજલિ અર્પી. વૃદ્ધાઓ કહેવા લાગી, "આ બલિદાનો એળે નહિ જાય. ભારતની ધરતી ઉપર થનારી ભાવી પ્રજાના શીલનો આ ગઢ આ બલિદાનોના રક્તથી વધુ જીવન પામી ગયો."

દિવસો જતાં રાજા વલ્લરાજ નગરમાં આવ્યા. આવતાં વેંત તેમને સઘળા સમાચારો મળ્યા. નગરના અગ્રણી નાગરિકોએ અત્યંત શોકાર્ત બનીને વલ્લરાજને આ સમાચાર આપ્યા હતા. સહુના અંતરમાં એક જ કોયડો ચકાવા મારી રહ્યો હતો કે પુત્રના તથા બે પ્રજાજનોના મૃત્યુના સમાચાર સાંભળતાં રાજાસાહેબને કેવો કારમો આઘાત લાગશે? એ આઘાતને નહિ જીરવતાં અંતે તેમને પણ કદાચ યમરાજ આ દુનિયામાંથી ઊપાડી લેશે....!

પણ નાગરિકોની આ માન્યતા ધરાર મિથ્યા ઠરી. જ્યારે તેમણે રાજાસાહેબને આ સમાચાર આપ્યા ત્યારે

જરાય અસ્વસ્થ થયા વિના વલ્લરાજે તેમને કહ્યું, "હજી મારા પૂર્વજોનું પુણ્ય ગગનમાં મધ્યાહ્નને તપી રહ્યું છે. એથી જ મારો પુત્ર અને મારી દીકરીઓ કુશીલતાનો માનસિક સ્પર્શ પણ ન કરી શક્યાં. જીવનમાં કોઈ કલંકનો કાળો ડાઘ લાગતાં પહેલાં જ તેમણે પોતાના પવિત્ર દેહમાંથી પ્રાણ છોડી દીધા !

ઓ ઈશ ! તારી આથી વધુ મહેરબાની મારી ઉપર બીજી શી હોઈ શકે ?"



## ધરતી ઉપર પગ જડ્યા વિના ગગનમાં ઉડ્ડયન !

[ આ અજૈન પ્રસંગ છે. ખૂબ જ બોધદાયક છે. જેઓ તત્ત્વજ્ઞાને પ્રબોધેલા ન્યાય, નીતિ, દયા, વિરતિ કરુણાના જીવનને સ્પર્શવા કદી રાજી નથી અને છતાં આત્મા, ઈશ્વર, સ્વર્ગ, નારક, અવકાશયાત્રા વગેરે બ્રહ્માંડ–સંબંધિત કૂટ અને ગૂઢ પ્રશ્નોની ચર્ચાના મેદાનમાં ઉતરવાનું દુઃસાહસ કરતા હોય છે, તેવા કોરા જ્ઞાનવાદીઓને સખત લપડાક દેતી આ સુંદર કથા છે. સહુ કોઈ શાન્તિથી વાંચજો....]

એક દિવસ મહારાજા જનકે બ્રાહ્મણોને એકઠા કર્યા. સોનાના પતરે મઢેલાં શિંગડાંવાળી અત્યંત હૃષ્ટપુષ્ટ એક હજાર ગાયોનું ધણ તેમને દેખાડીને કહ્યું કે, "તમારામાં જે સાચો બ્રાહ્મણ હોય તે આ બધી ગાયો પોતાને ઘેર વાળી જાય."

રાજા જનકની આ વાતે વિપ્ર–વૃન્દમાં ગણુગણાટ ચાલ્યો. કોણે પોતાને સાચો બ્રાહ્મણ ગણવો? એ સવાલ હતો. જનક–વિદેહીની સમક્ષ સાચા બ્રાહ્મણ તરીકે ખડા થઈ જવું એ અસાધારણ બાબત હતી.

થોડીવાર સુધી તો કોઈ આગળ ન આવ્યું.

તેવામાં યાજ્ઞવલ્કય નામના એક વિપ્રે આગળ આવીને પોતાના શિષ્યને કહ્યું, "જા, પેલી બધી ગાયો ઘર તરફ વાળી દે." આવા વિધાનથી યાજ્ઞવલ્કયે પોતાને સાચા બ્રાહ્મણ તરીકે જાહેર કર્યા.

કેટલાક વિલક્ષણ વિપ્રોને યાજ્ઞવલ્કયમાં અતિ–સાહસ દેખાયું. તેમણે આગળ આવીને યાજ્ઞવલ્કયને પડકાર્યા. સાચા બ્રાહ્મણ તરીકેની સાબિતી માટે કેટલાક પ્રશ્નો પૂછ્યા. પણ જયારે એમના દરેક પ્રશ્નનો યાજ્ઞવલ્કયે ખૂબ સંતોષકારક ઉત્તર આપ્યો ત્યારે તેમને બધાને સંતોષ થયો અને તેમણે ઘર ભણી ગાયો વાળવાની રજા આપી.

પણ જ્યાં યાજ્ઞવલ્કયનો શિષ્ય ગાયો વાળવા જાય છે ત્યાં જ વચકનુ ઋષિની પુત્રી ગાર્ગી આગળ આવી. એણે કહ્યું, "મારા પ્રશ્નોના સંતોષજનક ઉત્તરો તમે આપો, પછી જ તમને હું સાચા બ્રાહ્મણ કહું"

યાજ્ઞવલ્કયે ગાર્ગીને પ્રશ્નો પૂછવા જણાવતાં તેણીએ કેટલાક પ્રશ્નો પુછ્યા. સપાટાબંધ યાજ્ઞવલ્કયે તેના સુંદર ઉત્તરો આપી દીધા.

હવે ગાર્ગી આગળ વધી. એની મર્યાદાની સીમાને એ ઓળંગવા તૈયાર થઈ. ધીમે ધીમે એ કૂટ અને ગૂઢ પ્રશ્નો પૂછવા લાગી. પણ યાજ્ઞવલ્કયે તેના ય સુંદર ઉત્તરો આપ્યા.

પરન્તુ જ્યારે ગાર્ગી બ્રહ્માંડ સંબંધિત અતિ-કૂટ પ્રશ્નો યાજ્ઞવલ્કયને પૂછવા લાગી ત્યારે યાજ્ઞવલ્કયની આંખનાં ભવાં ચડી ગયાં. તેમણે જોયું કે એ સ્ત્રી હવે જિજ્ઞાસાવૃત્તિ-વાળી મટીને જય-પરાજયના વિવાદ તરફ ઢસડાઈ રહી છે. એના આત્મામાં વિલક્ષણ પ્રકારની વૃત્તિઓ સતેજ બની છે. એને હવે એની મર્યાદાઓ મારે સમજાવવી જ જોઈએ.

તક જોઈ ને યાજ્ઞવાલ્કયે ગાર્ગીને રાડ પાડીને કહ્યું, "ઃ ગાર્ગી ! માતિપ્રાક્ષીઃ મૂર્ધા તે વ્યપદ્યતે "—" ઓ, ગાર્ગી ! બ્રહ્માંડના કૂટ-અતિ કૂટ પ્રશ્નોમાં તું ન ઊતર, નહિ તો ક્યારેક તારું માથું ફાટી જશે."

યાજ્ઞવલ્કયના નિર્મળ હૃદયમાંથી નીકળેલા પ્રભાવક શબ્દો ગાર્ગી ઉપર ધારી અસર કરી ગયા. તેણીએ તરત જ યાજ્ઞવલ્કયની માફી માગી.

અને....જનક વિદેહીની આજ્ઞા મળી જતાં યાજ્ઞવલ્કય એક હજાર ગાયોનું ધણ પોતાના ઘર ભણી વાળી ગયા.

યાજ્ઞવલ્કયને—એક માત્ર—સાચા બ્રાહ્મણ તરીકે સહુએ બિરદાવ્યા !

એટમ બોમ્બના શોધકોમાંના એક વર્તમાન વૈજ્ઞાનિક ઓપેન હાઈમર પ્રથમ બોમ્બની જવાળાઓ જોઈને સંસ્કૃતમાં

બોલી ઊઠયા હતા, "કાલોઽસ્મિ લોકક્ષયે પ્રવૃદ્ધઃ"—તેણે સાચું જ કહ્યું છે કે, "અમે વૈજ્ઞાનિકો, બ્રહ્માંડનાં અતિ-ફૂટ રહસ્યોને શોધવા જતાં અજ્ઞાતના અંધકારભર્યાં ઊંડા કૂવામાં ડોકિયું જ કરતા નથી પરન્તુ એ કૂવામા સ્વયં ઊતરી ગયા છીએ. ત્યાં કયારેક અમારું શું થશે? એ અમને જ સમજાતું નથી, પણ એટલું તો ચોક્કસ જણાય છે કે અંતરિક્ષોને અને અવકાશોને ભેદવાનું અમારું સાહસ કયારેક કોઈ અગમ્ય પરિબળો દ્વારા એવી જોરદાર લપડાક ખાશે કે કાયમ માટે ધરતીના પંથે પગે ચાલતા પથિક બની જવા સિવાય અમારી પાસે કશું જ બાકી નહિ રહે."



## અભય બનો : લોકહેરીનો ત્યાગ કરો

[ઘણી સંખ્યા જે તરફ હોય તેટલા માત્રથી તેમાં ભળી જનારાઓ અપવાદ–ભીરુ [Fear of crowod–વૃત્તિ-વાળા] હોય છે. જ્યાં સત્ય હોય અને છતાં તેના પક્ષે ઝાઝી સંખ્યા ન હોય કે પાંચ જ માણસો તે પક્ષે હોય તો ય–તેમની સાથે ઊભા રહેવું એ જ મર્દાનગી છે. ગમે તે વાતમાં 'લોલ કે લોલ' કરવામાં કોઈ મોટી ધાડ માર-વાની હોતી નથી, ધર્મસંસ્કૃતિના રાખણહાર તો તે બન્યા છે, જેઓ મૂઠીમાં મોતને લઈને એકલવીર બનીને ઝઝૂમ્યા છે. આ રમૂજી કથામાં તમને આ ગંભીર–સત્ય શીખવા મળશે.]

કોઈ એક રાજા હતો. અંધેરી નગરીની વિખ્યાત કથાના રાજા જેવો જ રાજા હતો. ખુશામતખોરી એની પ્રિયતમ વસ્તુ હતી.

એક દિવસ એક મહાધૂર્ત એ રાજા પાસે જઈ ચડ્યો. તેણે કહ્યું કે, "હું વેનિસનો વેપારી છું, અદ્દ્ભુત કક્ષાનાં કહી શકાય તેવાં વસ્ત્રો તૈયાર કરું છું. જો આપ પણ એવા કોઈ અદ્દ્ભુત વસ્ત્રનું પરિધાન કરવાનો રસ ધરાવતા હો તો મને 'ઓર્ડર' આપો. દેહનાં તમામ વસ્ત્રોની એક જોડ તૈયાર કરતાં મને છ માસ જેટલો સમય લાગશે અને તેનું મૂલ્ય એક ક્રોડ સોનામહોર થશે.

અદ્દ્ભુત વસ્ત્રના લોભમાં તણાયેલા રાજાએ તેને વસ્ત્રો તૈયાર કરવાનો ઓર્ડર આપ્યો. વેનિસના વેપારીને સ્વતન્ત્ર મકાન આપી દેવામાં આવ્યું. એની તમામ જરૂરિયાતો મકાનમાં પહોંચાડવાનું નક્કી થયું. વેપારી બહાર જઈને કાંઈક ગોલમાલ ન કરી બેસે એ માટે એના મકાનની ચોફેર સખ્ત ચોકીપહેરો મૂકી દેવામાં આવ્યો. વેપારી ખૂબ ઉસ્તાદ હતો. તેણે તે બધી વાતોને સ્વીકારી.

વસ્ત્રો બનાવવાની વિધિ એકાંતમાં શરૂ થઈ. દરેક ૪–૬ દિવસે વેપારી મોતી, માણેક વગેરે મૂલ્યવાન્–અતિ મૂલ્યવાન્ વસ્તુઓ મંગાવવા લાગ્યો. આવી અનેક વસ્તુઓની ખાખમાંથી આ અદ્દ્ભુત વસ્ત્ર બનાવવાનું હતું. સુવર્ણના ભરપૂર રસમાં એને ધોવાનું હતું.

રાજાના હુકમને લીધે ખજાનચી દરેક વસ્તુ આપતો રહ્યો. આ બાજુ વેપારીએ રાતના ચોકીદારોને ફોડી નાંખ્યા. બિચારા ગરીબ માણસોની ભૂખ પણ કેટલી હોય ? આથી બધો માલ ઘર ભેગો થવા લાગ્યો.

છ માસ પૂરા થયા. રાજાએ વેપારીને બોલાવ્યો, વેપારીએ કહ્યું, 'વસ્ત્ર તૈયાર થઈ ગયું છે. આવતી કાલે જ અદ્ભુત વસ્ત્ર પેટીમાં ગોઠવીને રાજસભામાં હું હાજર કરીશ. મારી જાતે જ આપને પહેરાવીશ.... પણ નામદાર! મારી કળા-કારીગીરી સઘળા મુખ્ય નગરજનો જુએ એ માટે તેમને રાજસભામાં આવવાનું આપ આમન્ત્રણ આપો એવી મારી ઇચ્છા છે."

રાજાએ તેમ જ કર્યું. બીજા દિવસે સેંકડો આમન્ત્રિત સદ્‌ગૃહસ્થોની સમક્ષ તે વેપારી ભારે દોરદમામ સાથે-ચૌદ ઘોડાની બગીમાં પેટી ગોઠવીને રાજસભામાં લાવ્યો.

અદ્ભુત-વસ્ત્રનું દર્શન કરતા માટે બધી આંખો જયારે તલસતી હતી ત્યારે વેપારીએ સહુને કહ્યું, "પહેલાં મારી એક વાત સાંભળી લો; જેથી પાછળથી કોઈ ગેરસમજ ન થાય. આ અદ્ભુત વસ્ત્ર ખરેખર એવું અદ્ભુત છે કે તે વસ્ત્રનું દર્શન તેમને જ થશે. જેમણે જીવનમાં કદી પણ કોઈ પણ પ્રકારની ચોરી નહિ કરી હોય. જે ચોર હશે તેને તો આંખો ફાડીને જોશે તો ય નહિ દેખાય."

આમ કહીને વેપારીએ પેટી ખોલી વસ્ત્ર બહાર કાઢતો

હોય તેમ સહુને દેખાયું, પણ વસ્ત્ર તો કોઇને ન દેખાયું. ખુદ રાજાને પણ ન દેખાયું.

પછી વેપારીએ રાજાનો સાફો વગેરે એક પછી એક ઉતારવાનું શરૂ કર્યું અને અદ્ભુત સાફો વગેરે પહેરાવતો ગયો. સહુને ક્રિયા દેખાઈ, પણ વસ્ત્ર ન દેખાયું. છેલ્લે રાજાનો પાયજામો વગેરે પણ દૂર કરાયા અને અદ્ભુત પાયજામો વગેરે પહેરાવાયા !

કોણ બોલે કે રાજાના અંગેથી તમામ વસ્ત્રો ઊતરી ગયા બાદ એકે ય વસ્ત્ર પહેરાવાયેલું દેખાતું નથી ! જે એવું કહે તે ચોર સાબિત થાય ! ખુદ રાજાને પણ આ ભયથી મૌન રહેવું પડયું.

પછી તો વેપારીની હાર્દિક વિનંતિથી અદ્ભુત વસ્ત્ર-ધારી રાજાનું નગરમાં જુલુસ નીકળ્યું, લાખો લોકો એકી અવાજે બોલવા લાગ્યા, “ અહો ! કેવું અદ્ભુત વસ્ત્ર ! કેટલો સુંદર આપણો રાજા દેખાય છે ? ” કોઇનામાં ય ‘ રાજા નિર્વસ્ત્ર છે. ’ એવું કહેવાની હિંમત ન ચાલી.

જુલુસ જ્યારે ભરબજારમાં આવ્યું ત્યારે ટોળામાં એક પુરુષ ઊભો હતો. તેણે પોતાના પાંચ વર્ષના બાળકને ઊંચકયો હતો. તે બાળક રાજાને જોઈને મોટેથી રાડ પાડીને બોલ્યો, “ બાપા ! બાપા ! રાજા તો નાગા છે.... ! ”

આ શબ્દો સાંભળતાં જ રાજાને પોતાની બેઢંગી સ્થિતિ

સમજાઈ. તાબડતોબ બગીને રાજમહેલ તરફ દોડાવી. દોડતો દોડતો રાજા પોતાના મહેલમાં પેસી ગયો !

ભંડો ફૂટી ગયો ! વેપારીને ફાંસીની સજા થઈ ! બાળકની હિંમતનાં ચોરે ને ચૌટે વખાણ થયાં.



## અદ્‌ભુત પરીક્ષા

[ ધર્મના તત્ત્વજ્ઞાનનું પોતાનું આગવું ક્ષેત્ર છે. આ તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં જેણે પ્રવેશ કરવો હોય તેણે બે શરતો સ્વીકારવી પડશે. પહેલી શરત એ કે દુનિયાદારીના ડહાપણથી આ ક્ષેત્રમાં પરિભ્રમણ થઈ શકશે નહિ. એ ડહાપણનો ઉપયોગ કરતાં ડહોળાણ જ ઊભું થશે. બીજી શરત એ છે કે આ તત્ત્વજ્ઞાન મેળવનારે પોતાની સાંસારિક વાતો; રીતરસમો; ચાલચલગતો; બધું ભૂલી જ જવું પડશે. જે બધું ભૂલશે તે જ તત્ત્વજ્ઞાન ભણી શકશે. આ કથાનો આ પ્રધાન–સૂર છે. ]

એક રાજા હતો. એકાએક તેના મુખ્ય–મન્ત્રીનું અવસાન થયું. તેના સ્થાને કોની નિમણૂક કરવી ? તે સવાલ ઊભો થયો. છેવટે રાજાએ સૌથી બુદ્ધિમાન માણસની પસંદગી કરવા માટે જાહેર કર્યું કે જે પરીક્ષા લેવાશે તેમાં જે પ્રથમ આવશે તે મહા–બુદ્ધિમાનને પ્રધાન–મન્ત્રીનું પદ આપવામાં આવશે.

જુદા જુદા ગામના ત્રણ માણસો આ કસોટી માટે તૈયાર થયા. કસોટીના નક્કી કરેલા દિવસથી એક સપ્તાહ વહેલા

તેઓ રાજધાનીમાં આવી ગયા. તેમને એ વાત જાણવી હતી કે રાજા કયા પ્રકારની કસોટી લેવાના છે?

ઘણી મહેનતના અંતે તેમને એ પાકી બાતમી મળી ગઈ કે રાજાસાહેબ તાળું ખોલવાની કસોટી કરવાના છે. અમુક દરવાજાને લગાવેલું તાળું ખોલીને ઉદ્યાનમાં બેઠેલા રાજા પાસે જે સૌથી પહેલો આવે તેની પ્રધાનમન્ત્રીના પદે નિમણૂક થાય.

આટલી માહિતી મળી ગયા બાદ ત્રણ માણસોમાંના બે માણસો 'તાળું અને ચાવી' અંગે લાઈબ્રેરીઓમાં મળ્યાં તેટલાં પુસ્તકો વાંચી ગયાં.

વળી તેમને લાગ્યું કે કેટલાંક તાળાં ગણિતની કરામતોથી ખોલવામાં આવે છે, એટલે તેઓ નગરના મોટા ગણિતશાસ્ત્રી-ઓને પણ ઉતાવળે ઉતાવળે મળવા લાગ્યા.

રે! છેવટે લુહારને ત્યાં જઈને લોખંડની ધાતુને લગતી બાબતો, તાળાં રીપેર કરનારને ત્યાં જઈને રીપેરિંગકામ અંગેની બાબતો પણ મેળવી આવ્યા. છેવટે ચાવી બનાવી આપનાર પાસેથી પણ જરૂરી માહિતીની નોંધ કરી લાવ્યા.

જે દિવસોમાં આ બે આદમીઓ આવો સખત પરિશ્રમ કરતા હતા તે જ દિવસોમાં પેલો ત્રીજો આદમી બેફિકરો બનીને આખા નગરમાં રખડતો હતો. હોટલો, કલબો, પાર્ટીઓમાં ફરતો હતો અને ભારે રમૂજભરી વાતો કરીને સહુને પેટ પકડીને હસાવતો હતો. આવી વર્તણૂકથી પેલા બે

સખત–પરિશ્રમી માણસોને આ આદમી બેવકૂફ, અક્કલમંદ, મૂફલીસ લાગ્યો.

એમ કરતાં કસોટીનો છેલ્લો દિવસ આવી ગયો. પરિશ્રમીઓએ પરિશ્રમનો વેગ વધારી મૂક્યો; જ્યારે પેલાએ બેફિકરાઈની માત્રા વધારી દીધી.

અને.... કસોટીના દિવસનું પ્રભાત ઊગ્યું. આઠ વાગે તાળું ખોલવાનું હતું. છેલ્લી સેકંડ સુધી પેલા બે ય પરિશ્રમીઓએ વાંચ્યા જ કર્યું. એમના હૈયે રઘવાટ, ભય, અજંપો હતાં, જ્યારે ટીખળીએ ફુવારા નીચે બેસીને સાઈગલ અને પંકજ મલિકનાં ગીતો ગાતાં ગાતાં કલાક સુધી સ્નાન કર્યું.

હવે આઠમાં પાંચ મિનિટ બાકી હતી. ટીખળી માસ્તર કપડાં પહેરીને સજ્જ બની ગયો. સમય થતાં જ બેધડકપણે તે દ્વાર તરફ તે ચાલ્યો અને દ્વાર આગળ જઈને તાળાને જોરથી ખેંચ્યું કે તરત તાળું ખૂલી ગયું અને ભાઈએ સીધા ઉદ્યાનમાં પહોંચીને રાજાસાહેબને 'સલામ' કરી દીધી!

પેલા બે માણસો જ્યારે દ્વાર આગળ આવ્યા ત્યારે તાળું અને દ્વાર–બેય–ખુલ્લાં જોઈને હેતબાઈ ગયા. તેઓ પણ રાજા પાસે પહોંચ્યા.

રાજાએ કહ્યું, "હવે તમે મોડા પડી ગયા છો. પ્રથમ આવેલા આ ભાઈની મેં પ્રધાનમન્ત્રી તરીકે નિમણૂક નક્કી કરી દીધી છે."

રાજાએ પેલા 'ટીખળી–માસ્તર'ને પૂછ્યું, "તમે શી

રીતે તાળું ખોલ્યું ? તે તાળું ખોલવા માટે શું પરિશ્રમ કર્યો? કેટલું વાંચન કર્યું ? કોને કોને મળ્યા ? વગેરે મને જણાવો."

તેણે કહ્યું, "નામદાર ! મેં કશું વાંચ્યું નથી; હું કોઈને મળ્યો પણ નથી. એ અંગેનો સખત પરિશ્રમ મારા આ મિત્રોએ કર્યો છે. મેં તો ખેંચીને જ તાળું ખોલી નાંખ્યું. તાળું ચાવી મારેલું હતું જ નહિ. માત્ર અડાડીને રાખેલું હતું.

"નામદાર ! મને ખબર હતી કે રાજા સાહેબ દુનિયાદારીના તાળાને ખોલતી ચાવી અંગેની કસોટી કદી લે જ નહિ. આ કોઈ વિલક્ષણ કસોટી જ હોવી જોઈએ. આથી જ મેં મારી દુનિયાના તાળા-ચાવીના જ્ઞાનને ભૂલી જવાનો જ પ્રયત્ન કર્યો. તે માટે જ મેં મોજ-મજામાં દિવસો પસાર કર્યા. આ મિત્રોએ તે જ તાળાચાવીના જ્ઞાનને પાકું કર્યું, માટે જ તેઓ નિષ્ફળ ગયા.

"નામદાર ! આપણું ગોખાઈ ગયેલું ભૂલ્યા વિના બીજું ભણાતું નથી એવી મારી પાકી સમજનું આ મીઠું ફળ મને મળ્યું છે."



## ગામડે ગામડે ઊભા છે આવા પાળિયાઓ !

[ જ્યારે આ દેશનું જનહૃદય સંસ્કૃતિની પ્રાણાધિક-પ્રિયતાથી ધબકતું હતું, જ્યારે આ દેશની પ્રજાનો બહુજન સમાજ પોતાના દેશને વિના-સોગંદે સંપૂર્ણતઃ વફાદાર હતો, જ્યારે માતાઓ બાળકોની સંસ્કૃતિમાતા બનતી તે સમયની

આ વાત છે. ‘જેમ અન્યાય આચરાય નહિ તેમ સારા માણસથી અન્યાય સહાય પણ નહિ.’ આ છે; આ કથાનો બોધપાઠ. ]

એક હતું નગર. એનો રાજા ભારે આતતાયી; અત્યંત ખતરનાક. રૈયતને ખૂબ રંજાડતો.

પણ પાપી–અતિ–પાપી–નું પાપ ઝાઝું ચાલતું નથી. ગમે તે રીતે પાપાત્માઓની પાપલીલાનો અંત કોક તો લાવી જ દેતું હોય છે.

નગરની એક માતા. એને છ સંતાનો હતાં. રાજાની આ જહાંગીરશાહીથી એ વાજ આવી ગઈ હતી. એણે પોતાના છ યે પુત્રોને સમગ્ર પરિસ્થિતિ સમજાવી. તેણીએ સ્વપુત્રોને કહ્યું, “ રાષ્ટ્ર, પ્રજા, ધર્મ અને સંસ્કૃતિ–બધા ય સર્વનાશની ખાઈમાં ખાબકી રહ્યા હોય તેવા સમયે વ્યક્તિગત પુણ્યનું જીવન મોજથી જીવતા રહેવું એના જેવો અપરાધ જગતમાં ભાગ્યે જ બીજો કોઈ હશે. આ વાત પુત્રોને બરોબર સમજાઈ. તેમણે સર્વનાશના પ્રલયસમા રાજાને સબક શીખવવાનું નક્કી કર્યું.

છ યુવાનોની ત્રણ ટુકડી પાડવામાં આવી. પહેલાં બે યુવાનો તૈયાર થયા. માતાએ તેમને કંસાર જમાડયો. ઉત્તમ વસ્ત્રોથી તેઓ સજ્જ થયા. માતાના આશિષ પામીને તે યુવાનો રાજમહેલ તરફ જવા નીકળ્યા. કિલ્લા પાસે જતાં ચોકીદારોએ પડકાર્યા. રાજા પાસે જવાની તેમની માગણીને દરવાનોએ નકારી નાંખી. બોલાચાલી શરૂ થઈ. એમાંથી

ધિંગાણું થયું અંતે બે ય યુવાનો ઘાયલ થઈને ઢળી પડયા. મૃત્યુ પામતાં બન્નેયના છેલ્લા શબ્દો હતા; "અન્યાયનો નાશ કરો."

બીજા દિવસે બીજા બે પુત્રો તૈયાર થયા. એ જ રીતે માતાના આશિષ લઈને તેઓ પણ કિલ્લા પાસે આવ્યા. ચોકીદારો સાથે ભયંકર તુમુલ યુદ્ધ ચાલ્યું. એમની સંખ્યા ઓછી હતી. અંતે એ જ અંતિમ શબ્દો સાથે એમનું પણ વીર–મૃત્યુ થયું. ત્રીજા દિવસે ત્રીજી ટુકડી નીકળી. હજારો લોકો આ બલિદાનોને અકથ્ય રીતે નિહાળી રહ્યા હતા. એમનો આત્મા જોરથી ઢંઢોળાતો હતો. એમના ઠંડા પડેલા લોહીમાં હવે કાંઈક ગરમી આવી ચૂકી હતી.

ત્રીજી ટુકડીના જવાનોને કિલ્લા તરફ ધસતા જોઈને સહુના મોંમાંથી એક જ વાત નીકળી, "કમાલ કરી છે એ સ્ત્રીએ! પોતાના છેલ્લા બે પુત્રોને પણ પ્રજાનાં સુખ શાન્તિ પાછા મેળવવા માટે હોમી રહી છે!"

એ નવજવાનો પણ એ જ રીતે કપાઈ ગયા. મૃત્યુ પામતાં એ જ વાકય બોલ્યા, "અન્યાયનો નાશ કરો."

આખા નગરમાં હાહાકાર વ્યાપી ગયો. ચોથે દિવસે રાજાએ છોકરાઓની માતાને બોલાવી. ભરી રાજસભામાં માતા સાથે મશ્કરીભર્યો વર્તાવ કરવાનું પણ રાજા ન ચૂકયો. ખુશામતખોરો પણ રાજાનું મોં જોઈને ઠઠ્ઠા કરવાની ચાલ રમવા લાગ્યા. રાજાએ કહ્યું, "બાઈ! શું તને ખબર ન

હતી કે મારી પાસે સત્તા છે? તેં શા માટે તારા તમામ પુત્રોને વધેરી નાંખ્યા?"

સરકારી દરબારીઓએ પણ રાજાની આ વાતમાં સૂર પુરાવતાં વિધાનો કર્યાં.

વીર-પુત્રોની માતા હરામખોર માણસોની આવી બધી ખુશામતખોરી જોઇને સમસમી ઊઠી. તેણીએ રાજાને કહ્યું, "મારા દીકરાઓએ પ્રજાના હિત માટે આ બલિદાન એટલા માટે આપ્યાં છે કે તેઓ સિંહણના ધાવેલા હતા. આ તમારા ખુશામતખોર દરબારીઓને હું એ કહેવા માંગું છું કે તમે જલદી ઘર-ભેગા થાઓ, તમારી માતાઓ અને પત્નીઓ તમને ફીટકાર દેવા ડેલીએ રાહ જોઇને ઊભી રહી છે. એ બધી કહે છે કે અમારા પુત્રો અને પાતઓએ આવું અતિભવ્ય બલિદાન કેમ ન દીધું? ખરેખર, અમારા એ પુરુષો નિર્માલ્ય પાકચા!"

આગળ વધતાં તેણીએ કહ્યું, "મારા સિંહ જેવા પુત્રો તો મરીને ય સ્વર્ગમાં સન્માન પામશે, પણ તમે લોકો જીવતાં ય આ લોકમાં અપમાનિત થશો. ઇતિહાસના ભાવી લોકો આ સદીની નિર્માલ્ય પ્રજાની સખત ઝાટકણી સાથે નોંધ લેશે."

સ્ત્રીની આ વાતો સાંભળીને રાજાનો રોષ ભભૂકી ઊઠચો. તેણે તે સ્ત્રીને કારાગારમાં નાંખી. હસતી હસતી તે બાઈ લોખંડી દીવાલોમાં પુરાઇ ગઇ.

બીજા જ દિવસે રાજા સામે નગરમાં ભયંકર બળવો થયો. રાજા પદભ્રષ્ટ થયો. કોઈ શત્રુએ જંગલમાં તેનું શિર કાપી નાંખ્યું.

પેલી વીરમાતાના શબ્દો આજેય તે નગરજનો યાદ કરતાં બોલે છે, "મારા દીકરાઓ તો સિંહણના ધાવેલા."



## જો જો કાચો ન રહી જાય !

[આર્યાવર્તની પ્રજાની સઘળી મર્યાદાઓનો ભાંગીને ભુક્કો બોલાવી દે તેવો જમાનાવાદનો કાતીલ પવન ફુંકાઈ ચૂક્યો છે. સર્વનાશની આ આંધીમાંથી ભાગ્યે જ કોઈક સાંસ્કૃતિક જીવનની મર્યાદા ઊગરી હશે. આપણે શું લેવા ગયા? અને શું ગુમાવ્યું? ચોપડાનું કોક તો સરવૈયુ કાઢો. 'આ તો જીવડો ગયો પણ રંગડો રહ્યો'ના અણઘડ ભરવાડની ન્યાય-નીતિ સર્વમાન્ય બની નથી ને? ભગવાન જાણે-સર્વનાશની આંધીએ શું નુકસાન કર્યું છે એ વાત આ કથામાં તમને સ્પષ્ટ શબ્દોમાં વાંચવા મળશે.]

કાઠિયાવાડની ધરતીનું એ ગામ હતું. હશે ૮૦૦-૯૦૦ માણસની વસતિ.

પરંપરાથી વંશવારસામાં એક ધારા ચાલ્યા આવતા આર્યસંસ્કૃતિનાં ગૌરવો એ ગામના વૃદ્ધો અને વૃદ્ધાઓમાં ઝળહળતાં જણાતાં હતાં.

પણ જમાનાનો પવન રેડિયો, નિશાળો અને છાપાં—

ચોપાનિયાં દ્વારા ત્યાં પણ વાઈ ગયો હતો. નવી પેઢીનાં માસુમ બાળકોને જમાનાવાદની આ આગે પોતાના ભરડામાં લઈ લીધાં હતાં.

એ ગામની એક કન્યાની વાત છે. રામુ એનું નામ. રામુ મોટી થઈ. કૉલેજમાં દાખલ થઈ. નજીકના કોઈ શહેરની કૉલેજમાં એ રોજ 'અપ–ડાઉન' કરતી.

બિચારાં! જુનવાણી માતપિતા! દીકરીના બાહ્ય આડંબરમાં અંજાયા! એની જ્ઞાન–વિજ્ઞાનની વાતોમાં મોહાયાં! ગામ આખામાં પોતાની દીકરીનાં વખાણ કરતાં થાકતાં નહિ.

એક દિવસ સમાચાર મળ્યા કે રામુ કોકના ઘેર જઈને બેસી ગઈ છે. એ હતો દરજીનો દીકરો: સહાધ્યાયી. રોજિંદા પરિચયમાંથી પ્રણય જાગ્યો અને ઘર મંડાયું.

દીકરીનાં માતપિતાના આઘાતનો કોઈ આરોવારો ન હતો, પણ જમાનાના જાણકારોએ એમને 'જમાનો' ઓળખાવીને આશ્વાસન અપાવ્યું.

દરજીનો દીકરો બાજુના જ ગામમાં રહેતો હતો. ભારે સંસ્કારી; માતપિતાનો પરમભક્ત. જાણે કે આધુનિક શ્રવણ. થોડાક દિવસ તો સીધું ચાલ્યું.

પણ એક વખત વાતો કરતાં રામુએ પ્રસ્તાવ મૂક્યો કે, "મને આવા ગામડામાં ગમતું નથી. વળી સાસુ–સસરાની મજૂરણ થવા હું અહીં આવી નથી. માટે આપણે આ ગામ છોડીને મોટા શહેરમાં જતાં રહીએ."

ઘડ કરતોક ને દરજીએ જવાબ દીધો, "એ કદાપિ નહિ બને. પિતા મારે મન ભગવાન છે અને માતા ભગવતી. એમની સેવા એ તો મારું આજીવન વ્રત છે."

રામુ સમજી ગઈ કે એની દાળ કોઈ પણ હિસાબે ગળે તેમ નથી. એને જોઈતા'તા શહેરના વિલાસ, શહેરના નવજુવાન સાથીઓના સંગ, મુક્ત-જીવન, સહ-જીવન, બે રોકટોક જીવન! આમાંનું કશું ય આ અલ્લડ યુવતીને સ્વપ્ને ય જડે તેમ ન હતું.

જમાનાના ઝેરી પવનની આ ગુલામડીએ મનોમન સઘળું પ્લાનિંગ કરી લીધું.

વળતે દિવસે એ પિયર ગઈ. નાના ભાઈ છગનને એણે રડતી આંખે સઘળી વાતો કરીને છેવટે કહ્યું, "વીરા! મને કોઈ પણ રીતે તું આ કારાવાસમાંથી ઉગાર."

ખૂબ વિચાર કરતાં પતિનું કાટલું કાઢી નાંખવાનો નિર્ણય લેવાયો. બીજે જ દિવસે છગન બનેવી પાસે ગયો. એને ઘેર આવવા, અને બેનને લઈ જવા જણાવ્યું, પણ બનેવીએ કહ્યું, "તારી બેન ભલે હાલ પિયરમાં રહે. પાછા આવવાની શી ઉતાવળ છે?"

પણ તો ય પરાણે દરજીને છગન ઘેર લાવ્યો.

દૂધપાક-પૂરીનું જમણ થયું. રાત પડી. વાતો કરતાં કરતાં સહુ સૂઈ ગયા. મધરાત થઈ. રામુ અને છગન – ભાઈ, બેન ઊઠ્યાં. વિષકટોરો તૈયાર કરીને દરજી પાસે આવ્યાં.

ભર ઊંઘમાંથી એને જગાડયો. છગને કહ્યું, “ આ ગ્લાસ પી લો. ”

દરજીએ કહ્યું, “ પણ છે શું એ તો કહો? મારે કશું પીવું નથી. મને કેમ ઉઠાડયો ? ”

છગને કહ્યું, “ ગ્લાસ પીવો જ પડશે. તને તારું મોત બોલાવી રહ્યું છે. મારી બેનનું જીવન તેં ભાંગી નાંખ્યું છે. મા બાપના ભગત સાથે મારી બેનને હું બાંધી રાખવા માંગતો નથી. જો આ ઝેરનો પ્યાલો છે. તારે પીવો જ પડશે. ”

આટલું કહીને છગને દરજીની બોચી પકડી લીધી. બેન મદદ કરવા દોડી આવી. બન્નેએ ભેગાં મળીને ઝેર પાઈ દીધું.

ચીસ નાંખતો દરજી ધરતી ઉપર પટકાઈ પડયો. હજી એ છેલ્લા ભાનમાં હતો ત્યાં બેને પોતાના ભાઈને કહ્યું, “ એને પૂરો જ કરી નાખજે. જોજે કાચો રહી ન જાય.”

સવારના ચાર વાગ્યા હતા. ગાડામાં દરજીને નાખીને ૭ કિલોમીટર દૂર આવેલા કોક ગામના પાદરે એને નાંખી દીધો.

સદ્દનસીબે ત્યાં જ નાનું દવાખાનું હતું. ડોકટરનો પટાવાળો આજે વહેલો આવીને દવાખાનું સાફ કરતો હતો, ત્યાં તેની નજર દરજી ઉપર પડી. તેની નજીક ગયો. જીવ જણાતાં ડોકટરને બોલાવી લાવ્યો.

ઉપચાર કરતાં દરજી થોડોક ભાનમાં આવ્યો. તેનું 'ડાઈંગ ડેક્લેરેશન' તૈયાર થયું. તેમાં તેના છેલ્લા ત્રુટક શબ્દો હતા, મારી બેને તેના ભાઈને કહ્યું, "જોજે કાચો ન રહી જાય." અને બીજી જ પળે દરજીએ પ્રાણ છોડી દીધા!



## નારીનું ઝગમગતું સતીત્વ

[ભૂતકાળમાં આપણે ત્યાં સતી થવાની પ્રથા હતી. જેનો પતિ મૃત્યુ પામે તેની પત્ની જો થઈ શકે તો મહાસતી [સાધ્વી] જ થાય, પણ તેમ ન થઈ શકે તો તે સતી પણ થતી. પતિના વિયોગ શિયળને કોઈ ડાઘ લાગી જાય તેવી સંભાવના વિશેષ ગણાતી. આવા કલંકિત લાંબા જીવનને પસંદ પસંદ કરવાને બદલે નાનકડું પણ શુદ્ધ જીવન પસંદ કરવામાં આવતું. સતીત્વનો રિવાજ અંગ્રેજોએ દૂર કર્યો ત્યારે શરૂમાં તો સંમતિ લઈને સતી થવાની છૂટ રાખવામાં આવી હતી. એ સમયની આ કથા છે. સતી થતી સ્ત્રીના શૌર્યનો ચમકાર તમારા હૈયામાં અકથ્ય સંવેદન જગાડી જશે.]

જ્યારે સતી થવાના રિવાજ ઉપર અંગ્રેજોએ પ્રતિબંધ મૂકતો કાયદો પસાર કર્યો ત્યારે તે તે વિભાગીય વડાની સંમતિ લઈને સતી થવાની છૂટ રાખવામાં આવી હતી.

કાયદો પસાર થયા બાદ ત્રણ વર્ષે લખનૌમાં ૨૪ વર્ષના નવજવાન લક્ષ્મણસિંઘનું મૃત્યુ થયું. તેની પાછળ

સ્વરૂપવતી નામની પત્ની સતી થવા તયાર થઈ. તે વિભાગના વડાને તેણે પોતાની ઇચ્છા જણાવતાં વિભાગીય વડાએ તેને પોતાની ઓફિસે બોલાવીને પૂછ્યું, "અરે, બાઇ! નમણી નજાકત તારી કાયા છે! ફૂલ જેવી તારી કાયાને તું શા માટે અગ્નિને શરણુ કરી દેવા તૈયાર થઈ છે?

સ્વરૂપવતીએ કહ્યું, "અમારા દેશની સંસ્કૃતિ આપે સમજવી પડશે. અમારી સંસ્કૃતિમાં એવી પવિત્ર માન્યતા વ્યાપકપણે સ્થિર થયેલી છે કે પતિના મૃત્યુ બાદ એની નારીનો દેહ મડદા બરોબર ગણાય. એમાંથી દુર્ગંધ જ નીકળે. આવી સ્થિતિ ન થાય તે માટે કાં તેણે મહાસતી—સાધ્વી થઈ જવું ઘટે અથવા તો સતી. મહાસતીનું કઠોરતમ જીવન જીવવા જોગી શક્તિ મારામાં ન હોવાથી મેં બીજો વિકલ્પ પસંદ કર્યો છે."

સ્વરૂપવતીના શબ્દોમાંથી પ્રગટતો અભયનો રણકાર અંગ્રેજ ઓફિસરના હૈયાને એકદમ સ્પર્શી ગયો. ભૌતિક જગતની કોઈ પણ તાકાત કરતાં વધુ તાકાત આ નારીના આત્મામાં એને દેખાવા લાગી.

ઓફિસરે સ્વરૂપવતીને ફરી પૂછ્યું, "બેન! મને તો આ બધો પોપટિયો પાઠ લાગે છે. આ રીતે કાયાનું બલિદાન દેવું મને જરા ય વાજબી જણાતું નથી."

સ્વરૂપવતીએ ધડાક કરતોક જવાબ આપ્યો, "તો તમે પણ સરહદના સળગતા સીમાડાનું રક્ષણ કરવા જવાનોને જે સમજાવો છો તે ય પોપટિયા પાઠ નહિ તો બીજું શું છે?"

'મહેરબાન! જો મા–ભોમની રક્ષા કાજે કોઈ ના જવાનજોધ લાડકવાયાઓનાં બલિદાન દઈ શકાતાં હોય તો દેશની પ્રજાના પ્રાણસમી તરણતારણહાર માતા સંસ્કૃતિના એક અત્યંત મહત્ત્વના અંગ–શિયળ–ની રક્ષા કાજે નારી શા માટે સ્વૈચ્છિક બલિદાન ન દઈ શકે?" સ્વરૂપવતીના પ્રત્યેક શબ્દમાં અભયની ધણધણાટી હતી.

ઓફિસરે કહ્યું, "ભલે બેન! મારે તારી પરીક્ષા તો કરવી જ પડશે." પછી તેણે નોકર પાસે મશાલ મંગાવી. તેમાં તેલ નાંખ્યું. પછી દીવાસળી કાઢી. સ્વરૂપવતીને બતાડતાં કહ્યું, "જો હવે આ મશાલ સળગાવું છું." સ્વરૂપવતી પૂરી સ્વસ્થતાથી બધું જોઈ રહી હતી. એના રૂવાંડે ય કોઈ કંપ જણાતો ન હતો. છેવટે મશાલ સળગવા લાગી. ભડભડ જલતી મશાલ જોતી સ્વરૂપવતીના મોં ઉપર રંજમાત્ર પણ ફેરક પડયો જણાતો ન હતો.

ઓફિસરે સ્વરૂપવતીને કહ્યું, "હવે આ મશાલ ઉપર તારો હાથ મૂક. જો જરાક પણ ગ્લાનિ તારા મોં ઉપર જણાશે તો સતી થવાની રજા હું આપીશ નહિ એટલું નિશ્ચિત સમજી રાખજે."

સ્વરૂપવતીએ મશાલ ઉપર હાથ મૂકયો. ઝાળને અડાડયો....જેમ હાથ બળતો ગયો તેમ તેના મુખ ઉપર કોઈ દીવ્યથી પણ દીવ્ય તેજ પ્રગટવા લાગ્યું. એની આંખોમાં પ્રચંડ દીપ્તિ જણાવા લાગી. એનાં મોં ઉપર શીલનું આંતર-

સૌન્દર્ય ધસી આવ્યું. અંગ્રેજ ઓફિસર પણ એની સામે જોઈ ન શકયો. બળતો હાથ જોઈને તરત જ એણે કહ્યું. "બસ કર....ઓ બેન....બસ કર. તારી કસોટીમાં તું પાર ઊતરી છે. હું તને સતી થવાની રજા લખી આપું છું."

આ શબ્દો સાંભળીને સ્વરૂપવતીને અપાર સંતોષ થયો. અને....ખૂબ ધામધૂમ સાથે એક દિવસે તે સતી થઈ.

'સતી' થવાનું પસંદ કરતી શીલવંતી નારીઓ તરફ નાકનું ટેરવું ચડાવતી ઓ 'ન્યૂ-વેવ'ની યુવતીઓ! પહેલાં તો 'નટી' થવાનું અલ્લડ જીવન જીવવાની તમારી પસંદગી ઉપર તમે થોડુંક થૂંકી લેજો. જો યૌવન-ખંડો કુશીલતાની આગથી ભડભડ બળવાના જ હોય તો તો બહેતર છે કે તે ખંડો પહેલાં જ પોતાનું અસ્તિત્વ ધારાશાયી કરી નાંખે.



## એક નાનકડી ભૂલ

[જીવનની એક નાનકડી ભૂલ કેટલું ભયંકર પરિણામ લાવી શકે છે એ વાત તમને આ ધર્મકથામાંથી જાણવા મળશે. પણ સબૂર! કરેલી સત્કર્મોની કમાણી ત્યારે પણ નિષ્ફળ જતી નથી એ વાત પણ આ જ કથામાં વાંચવાનું ચૂકશો નહિ.]

એ હતા જૈનાચાર્ય. દેશદેશાવરમાં વિહાર કરીને પ્રજાના માનસ ઉપર જૈન ધર્મનો જબ્બર પ્રભાવ ફેલાવી રહ્યા હતા. અનેક શિષ્યોના એ ગુરુવર હતા.

સાધનાના વિષયમાં બધી વાતે બરાબર આ આચાર્ય ભગવંતના જીવનમાં એક વિચિત્ર ટેવ ઘર કરી ગઇ હતી.

બહુ જ નાનકડી–બીજા કોઇને એવું નુકસાન નહિ પહોંચાડતી–આ ટેવ હતી; પણ એ કુટેવ બની હતી.

વાત એમ હતી કે જ્યારે પણ તેઓ બેસતા ત્યારે એ પગ ઊંચા કરીને બેસતા. અને બે પગને ફરતું કરીને પીઠ ઉપરથી લઇને એક વસ્ત્ર બાંધી રાખતા. આ વસ્ત્રને તે “ યોગપટ્ટ ” કહેતા. નાનકડા અને સાવ તુચ્છ ઉપર જૈનાચાર્યની મમતા કોઈ બેસુમાર હતી.

વસ્તુ કેવી છે ? એ પ્રશ્ન જ નથી; આ અધ્યાત્મની દુનિયામાં.

મમતા કેટલી છે ? એ જ પ્રશ્ન છે. વામણા વસ્ત્રની વિરાટ મમતાએ જૈનાચાર્યના મન ઉપર જોરદાર ઘેરો ઘાલ્યો.

અને....અફસોસ ! એની જ મૂર્છામાં એમણે દેહ ત્યાગ્યો !

કોઇ અનાર્ય જેવા દેશના રાજવીને ત્યાં રાજકુમાર તરીકે જન્મ થયો.

ધર્મ ખૂબ કરેલો એટલે રાજકુમાર જેવું જ સ્થાન પામે ને ? પણ મૂર્છાએ દેશ અનાર્ય આપ્યો. જ્યાં સુરાસુંદરી આદિનો સંગ સ્વાભાવિક ગણાતો હતો.

પણ છતાં ત્યાં એક વાત સારી હતી. ત્યાંના લોકો

પણ ધર્મ જેવા કોઈ તત્ત્વને સ્થૂલ રૂપે પણ સ્વીકારતા હતા. 'કુરાન' જેવા ગ્રન્થને પોતાનો માનીતો ધર્મગ્રન્થ માનતા હતા.

આ બાજુ તે જૈનાચાર્યના શિષ્યો ગુરુવરના વિરહથી તપ, જપ, અને સંયમની સાધનામાં વધુ લીન થયા. એ અધ્યાત્મના બળે એમને વિશિષ્ટ કોટિનાં અવધિ અને મનઃપર્યવ નામનાં બે જ્ઞાન પ્રાપ્ત થયાં. એ જ્ઞાનબળથી એમણે પોતાના ગુરુદેવનું રાજકુમાર તરીકેનું સમગ્ર જીવન જોયું; અને મોંમાંથી ભારે વેદનાની એક ચીસ નીકળી ગઈ.

ઉપકારીનો ઉપકાર ક્યારે ય ન વળે; સિવાય એનું પતન....અત્યારે ઉપકારી ધર્મગુરુનો ઉપકારનો બદલો આપવાની તક મળી હતી. પતનના ખાડામાંથી એમને બહાર કાઢવાના હતા.

મુનિઓએ યોગ્ય સમયે વિહાર કર્યો. અનાર્યશા દેશની સરહદ શરૂ થતાં જ તમામ મુનિઓએ અ-પ્રાસુક અન્ન–પાણીની અશક્યતાને લીધે અન્ન–પાણીનો ત્યાગ કર્યો ....મુનિજીવનના વેષને ગુપ્ત કરી દીધો. વિહાર આગળ વધ્યો.

નગરે નગરે કુરાનની જ પંક્તિઓ ઉપર વિદ્વાન મુનિઓ બોધ આપતા, એથી હજારો લોકો એમના તરફ આકર્ષાયા. એમ કરતાં અનશની મુનિઓ રાજકુમારના નગરે આવ્યા. રાજકુમારને આ રીતે આકર્ષ્યો. જન્માંતરના સંસ્કારથી રાજકુમાર તો વધુ આકર્ષાતો ચાલ્યો.

એક દિવસ એ મુનિઓએ રાજકુમારને મુનિજીવનની સામગ્રીઓ—ઓઘો, તરપણી, પાત્રા—બતાડયાં.

રાજકુમારને આ સામગ્રી જોતાં જ તેના અજ્ઞાનનો પડદો ચિરાયો. પૂર્વજન્મનું જ્ઞાન થયું. યોગપટ્ટ ઉપરની મૂર્છાએ વાળી નાંખેલો દાટ નજર સામે દેખાયો.

જ્ઞાની બનેલા રાજકુમારે મુનિઓને તાકીદે દેશની સરહદ ઉપર પાછા પહોંચીને ત્યાં પારણું કરવા વિનંતિ કરી.

મુનિઓ સરહદે પહોંચ્યા. પારણું કર્યું. રાજકુમાર પણ સરહદે પહોંચ્યો.

જન્માંતરના પોતાના જ શિષ્યો હવે પોતાના જ ગુરુ બની રહ્યા છે. ઇતિહાસની આ અનોખી તવારીખ હતી. રાજકુમારે મુનિજીવનનો સ્વીકાર કર્યો અને એ જ જીવનમાં બીગડી બાજી સુધારી લઈને આત્મકલ્યાણ સાધી લીધું.



## મારે પૈસા નહિ; પુણ્ય જોઈએ.

[ આર્યદેશની ધરતીનો કેવો પ્રભાવ કે આ દેશના રાજાઓ, શ્રીમંતો અને વિદ્વાનો પણ સંપત્તિ પાછળ પાગલ હોય તો પણ પુણ્યના પ્રસંગો બારણે આવીને ઊભા રહેશે ત્યારે એ સંપત્તિ આદિના રાગને ઠોકરે મારી દેતા, પાટણના રાજા સિદ્ધરાજની આ કથા તમને પ્રેરણાનો સુંદર ખોરાક પૂરો પાડશે એવો વિશ્વાસ છે. ]

પાટણનો એ રાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહ. એના અનેક વિચક્ષણ મન્ત્રીઓમાંનો એક સજ્જન મન્ત્રી.

જૈનધર્મનો એ કટ્ટર અનુયાયી. રાજ્યનું મહેસૂલ ખાતું એની પાસે.

એક વખત ખેડૂતોને વર્ષ ખૂબ સારું આવ્યું. એટલે સજ્જન મન્ત્રીએ સાડા બાર ક્રોડ સોનૈયા એકઠા કરી લીધા. મહેસૂલ ભેગું કરીને મન્ત્રી ગિરનાર તીર્થની યાત્રાએ ગયા. તીર્થને જીર્ણદશામાં જોઈને એમને પોતાની જાત ઉપર તિરસ્કાર છૂટયો. એ મનોમન બોલ્યા, "મારા જીવતાં જો આવા તારક તીર્થનો નાશ થાય તો મારું જીવતર પશુથીય બદતર જ ગણવું ને?"

થોડી જ પળોમાં મન્ત્રીએ તીર્થના જીર્ણોદ્ધારનો નિર્ણય કરી લીધો અને જોતજોતામાં તીર્થ અદ્ભુત બની ગયું. સાડા બાર ક્રોડ સોનૈયા સજ્જને આ જીર્ણોદ્ધારમાં લગાવી દીધા. એને વિશ્વાસ હતો કે પાછળથી આ રકમ દાનશૂર જૈનો પાસેથી ઉઘરાવી લઈને રાજની તિજોરીમાં જમા કરાવી શકાશે.

પણ કોઈ ઇર્ષ્યાળુએ સિદ્ધરાજના કાન ભંભેર્યા. રાજની રકમ પોતાની રજા લીધા વિના વાપરી નાંખતા સજ્જન મન્ત્રીમાં રાજાને પ્રજાદ્રોહિતાનું દર્શન થયું. ભરદરબારમાં સજ્જન પાસે રાજાએ ખુલાસો માંગ્યો. મન્ત્રીએ કહ્યું, "સાત જ દિવસમાં બધી રકમ રાજની તિજોરીમાં જમા કરાવી દઈશ."

મારતે ઘોડે સજ્જન ફાળો કરવા ગામેગામ જવા લાગ્યા. ફરતાં ફરતાં ગિરનારનું વંથળી ગામ આવ્યું. ગામના શેઠીઆઓને ભેગા કરવામાં આવ્યા. ફાળા અંગે વિચારણા ચાલતી હતી તેમાં ભંગ પાડીને લોકો જેને 'સાકરીઓ' કહેતા હતા તેણે ઊભા થઈને કહ્યું, "ફાળો કરવાનું બંધ રાખીને બધો ય લાભ શ્રીસંઘ મને આપે. અને મન્ત્રીશ્વર મારે ત્યાં જ ભોજન માટે પધારે."

લઘરવઘર દશાના વાણિયાની આ વાત સાંભળીને સહુ સ્તબ્ધ થઈ ગયા.

પણ સાકરીઓ વાણીઓ તો મન્ત્રીશ્વરનું આતિથ્ય કરીને તેમને ભોંયરામાં લઈ ગયો અને તૈયાર રાખેલી સાડા બાર ક્રોડ સોનામહોરોની કોથળીઓ લઈ જવા વિનંતિ કરી.

સજ્જનના અચંબાનો કોઈ આરોવારો ન રહ્યો.

સાતમા દિવસે સજ્જને સિદ્ધરાજને કહ્યું, "એક વાર નવનિર્માણ પામેલા ગિરનારના દર્શને આપ પધારો; પછી બધું ય થઈ જશે.

સિદ્ધરાજ ગિરનાર ગયા. દેવવિમાન શાં ગગનચુંબી જિનમંદિરોને જોઈને રાજાએ મોંમાં આંગળાં નાંખી દીધાં. "મારા રાજનું આવું અનુપમ ગૌરવ!" એનું મન આનંદ-વિભોર બનીને બોલી ઊઠયું.

મંદિરોને પરિક્મ્મા કરીને બે ય બહાર આવ્યા. ગગનમાં ફરકતી ધજાઓનું એકીટશે દર્શન કરતા મહારાજા

સિદ્ધરાજને સજ્જન મન્ત્રીએ કહ્યું, "રાજન્! આ છે આપના રાજનું ગૌરવ! અનેક ભાવુકજનો અહીં આવશે અને પરમાત્માની ભક્તિમાં ઓળઘોળ બનીને વિપુલ પુણ્યનો સંચય કરશે. આ મંદિરનું નિર્માણ કરનાર ભાગ્યવાનોનાં અને તેનો જીર્ણોદ્ધાર કરનારા દાનેશ્વરીઓના ભાગે એ પુણ્યનો મોટો હિસ્સો પ્રાપ્ત થશે."

"રાજાધિરાજ! સાડા બાર ક્રોડ સોનૈયાની સંપત્તિ તૈયાર પડી છે. રાજની તિજોરીએ ભરપાઈ કરી દેતાં પહેલાં મારે આપ કૃપાલુને એટલું જ પૂછી લેવું છે કે 'આપને પૈસા ખપે છે કે પુણ્ય? રાજન! એ તો સાથે નહિ જ બની શકે હોં!' જરાક સ્મિત કરીને સજ્જન મન્ત્રીએ કહ્યું.

ખૂબ જ સમયર થયેલી મન્ત્રીની ટકોર કામ કરી ગઈ.

"સજ્જન્! પૈસો લઈને પુણ્ય ગુમાવી દે એવો બેવકૂફ શું આ સિદ્ધરાજ હશે? ના...સજ્જન્! મને પુણ્ય આપી દે; પૈસો મારે નથી જોઈતો." મહારાજ સિદ્ધરાજે તરત જ કહ્યું.

"તો જેવી આપની ભાવના. આપનો આદેશ મારા શિરે ચડાવું છું." મંન્ત્રીશ્વર સજ્જને ઉત્તર વાળ્યો.

નવનિર્માણ પામેલાં ધવલ શિખરો અને તેની ઉપર ફરફરતી પતાકાને સિદ્ધરાજ સમત્વભાવે જોતા જ રહ્યા. એ સ્વગત બોલ્યા. "ધન્ય દિવસ!"

'પૈસો આ ભવ માટે!'

'પુણ્ય પરભવ માટે!'

'પૈસો આપ્યો! પુણ્ય મેળવ્યું? ખૂબ કમાયો. મન્ત્રી તો આવા જ મળજો.'

અને....રાજા અને મન્ત્રીએ ઘોડાને એડી મારી. પૂરપાટ વેગે પાટણ તરફ ઘોડાઓ દોડવા લાગ્યા.



## ગુણાનુરાગી બનો

[ અજૈન ઇતિહાસના આધારે ]

રામચન્દ્રજીના સમકાલીન એ બે ઋષિઓ હતા; વસિષ્ઠ અને વિશ્વામિત્ર.

વસિષ્ઠ હતા; બ્રહ્મર્ષિ. વિશ્વામિત્ર હતા; રાજર્ષિ.

કોણ જાણે કેટલાય સમયથી રાજર્ષિ વિશ્વામિત્રને 'બ્રહ્મર્ષિ' પદ લેવાની લાલસા જાગી હતી. એ માટે એમણે વસિષ્ઠ ઋષિને પ્રસન્ન કરવાની અનેક તરકીબો કરી; પણ એમને એમ લાગી ગયું કે, "વસિષ્ઠ મને કદી બ્રહ્મર્ષિ પદ નહિ આપે."

પદની લેવાની લાલસા વધતી ચાલી તેમ ચિત્તમાં અશાન્તિ પણ વધતી ચાલી. વિશ્વામિત્રની ઊંઘ પણ હરામ થઈ ગઈ. આ વિચારમાં જ વિશ્વામિત્ર પોતાના મગજ ઉપરનું સમતોલપણું ગુમાવવા લાગ્યા. રાત્રે પણ આશ્રમમાં લટાર મારતાં જેમ તેમ લવારા કરવા લાગ્યા.

એક રાતે એમને ભયંકર વિચાર આવી ગયો. એ બબડી ઊઠ્યા; "માણસની સહનશક્તિની પણ હદ હોય છે. ક્યાં સુધી મારે પદની પ્રતિક્ષા કર્યા કરવી? કાંઈ નહિ.... એ

ડોસલો મને પદ આપે એ સંભવિત જ નથી. હવે તો એને જ હું પૂરો કરી નાંખીને જંપીશ. જો હું બ્રહ્મર્ષિ નહિ, તો હવે આ દુનિયામાં એ ય બ્રહ્મર્ષિ નહિ."

આવો દૃઢ સંકલ્પ કરીને એક રાતે વિશ્વામિત્ર ખંજર લઈને વસિષ્ઠ ઋષિના આશ્રમ તરફ નીકળી પડયા.

એ પુનમની અજવાળી રાત હતી. ચાંદ સોળે કળાએ ખીલ્યો હતો.

બ્રહ્મર્ષિની કુટિર પાસે વિશ્વામિત્ર આવીને થોભી ગયા. કુટિરમાં નજર કરી તો બહાર વરંડાના ભાગમાં વસિષ્ઠ અને અરુન્ધતી સૂતાં સૂતાં વાતો કરતાં હતાં.

બન્નેયની વાતો સાંભળવા વિશ્વામિત્રે કાન સરવા કર્યા.

માતા અરુન્ધતી બ્રહ્મર્ષિને પૂછવા લાગી. "આકાશમાં ચાંદ કેવો અદ્‌ભુત ખીલ્યો છે?"

બ્રહ્મર્ષિએ કહ્યું, "હા.... અદ્‌ભુત ખીલ્યો છે."

અરુન્ધતી બોલ્યાં, "અને એની ચાંદની કેવી સુંદર રીતે ચમક ચમક થઈને ધરતીના પટ ઉપર રેલાઈ છે? જાણે સંતાકૂકડી ન રમતી હોય?

બ્રહ્મર્ષિએ કહ્યું, "હા.... મને પણ તેવું જ દેખાય છે. કેટલું બધું આહ્‌લાદક વાતારણ બન્યું છે?

કુટિરની દીવાલને અઢેલીને વિશ્વામિત્ર આ વાર્તાલાપ સાંભળી રહ્યા હતા. થોડીક વાર નિઃસ્તબ્ધ શાન્તિ પથરાઈ.

ફરીને અરુન્ધતી બોલ્યાં, "મને એ તો કહો કે આ
ચાંદનીની ચમકને આપણે કોની સાથે સરખાવી શકીએ?"

તરત જ બ્રહ્મર્ષિ વસિષ્ઠ બોલ્યા, "રાજર્ષિ વિશ્વામિત્રના
ય તપની સાથે."

જેવો ચમકે છે; આ ધરતી ઉપર રાજર્ષિનો તપ;
વી જ ચમકે છે ચાંદની."

અને આ શું ? આ શબ્દો સાંભળતાં જ વિશ્વામિત્રના
ાથમાં રહેલું ખંજર ખણખણ અવાજ કરતું ધરતી ઉપર
ાછડાઈ ગયું. વિશ્વામિત્ર એકદમ બ્રહ્મર્ષિ પાસે દોડી
યા. પગમાં પડી જઈને રડતી આંખે તે બોલ્યા; "મને
ાફ કરો; બ્રહ્મર્ષિ! મને ક્ષમા આપો. હું બ્રહ્મ-હત્યારો છું;
મપરાધી છું. મને મારી નાંખો."

ખંજરના અવાજથી જ સઘળું પામી ગયેલા બ્રહ્મર્ષિએ
ાંખમાંથી 'અમી' વરસાવતાં કહ્યું, "રાજર્ષિ! જરા ય
બકળાઓ નહિ. કશું જ બન્યું નથી. આ સંસારમાં બધું
આમ જ ચાલે છે."

"બ્રહ્મર્ષિ! આપ નથી જાણતા કે આપની હત્યા
કરવા હું અહીં આવ્યો; 'બ્રહ્મર્ષિ'પદ નહોતું મળતું માટે.
હાય! હું કેવો અભિમાની!"

રાજર્ષિ! આજે જ બ્રહ્મર્ષિ-પદે મારે તમને આરૂઢ
કરવા છે. હું આ ધન્ય પળની જ રાહ જોતો હતો. જે
પળમાં 'બ્રહ્મર્ષિ' બનવાની તમારી વાસના બળીને રાખ થઈ
ગઈ હોય!

“ રાજર્ષિ ! જે જેને ઝંખે છે તે તેને માટે નાલાયક છે ! ”

અને....વિશ્વામિત્રને બ્રહ્મર્ષિપદે વસિષ્ઠ ઋષિએ આરૂઢ કરી દીધા !

ગુણાનુરાગનું કેવું કામણ !



## ગોરાઓની ક્રૂરતા

જ્યારે ગોરાઓનું આ દેશ ઉપર સીધું શાસન ચાલતું હતું તે સમયની આ વાત છે. ન જાણે, કેટલીવાર આવા લોહી ખરડયા હાથે એ લોકો કલંકિત થયા હશે.

યુરોપના દેશો બીજા વિશ્વયુદ્ધની આગમાં હોમાઈ ગયા હતા. અંગ્રેજોને વિરાટ સૈન્યબળ જોઈતું હતું. હિન્દુસ્તાનના હજારો સૈનિકોને યુદ્ધમાં લઈ જવામાં આવ્યા.

યુદ્ધના એ વિરાટ ખંડના એક ખૂણામાં એક ઘટના બની ગઈ.

નાનકડા માનવના હૈયામાં ઘૂંટાતા દર્દની એ કથા હતી.

વાત એમ બની કે એક હિન્દુસ્તાની સૈનિક ઉપર એની માતાનો પત્ર આવ્યો. જેમાં તેણે લખેલું કે, “ મારી શારીરિક સ્થિતિ દિવસે દિવસે બગડતી જાય છે; પ્રભુકૃપાએ બધું સારું થઈ જશે. તું ચિંતા કરીશ નહિ.” આ શબ્દો વાંચીને એ જવાનને માતાનું દર્શન કરવાની ઉત્કટ તાલાવેલી જાગી. કાગળ બાજુ ઉપર મૂકીને સીધો પોતાના ચીફ સાહેબ

પાસે ગયો. એણે સઘળી વાત કરીને થોડા માસ માટે સ્વદેશ જવાની રજા માંગી.

પણ કમનસીબે રજા ન મળી. માતાના દર્શન માટે તલખતો જવાન બેચેન બની ગયો. દિવસો જતાં માની યાદ વધુ સતાવતી ચાલી.

સૈનિકોમાં બીજા અનેક હિન્દુસ્તાની સૈનિકો હતા. તેમાં એક પંડિતજી પણ હતા. આધ્યાત્મવિદ્યાઓના એ જાણકાર હતા. પંડિતજી પેલા જવાનને બેચેન જોઈને એના હમદર્દ બન્યા. સઘળી બીના જાણી લીધી. પંડિત-સૈનિકે જવાનને કહ્યું, "તું ચિંતા ન કર. અહીં બેઠા બેઠા જ હું તને તારી માનાં દર્શન કરાવી આપીશ."

અને........ખરેખર એક અરીસો સામે ગોઠવીને મંત્ર-જપ દ્વારા તેણે અરીસામાં માંદગીના બિછાને પડેલી માને દેખાડી. જવાનને ખૂબ સંતોષ થઈ ગયો. એ આનંદવિભોર બની ગયો.

બેચેન જવાનને હવે પ્રફુલ્લિત જોઈને ચીફ-ગોરા સાહેબે તેને કારણ પૂછ્યું. જવાને સઘળી સાચી વાત કરી, આ સાંભળીને ગોરો સાહેબ ચમકી ગયો. એણે એ જ રીતે પેલા પંડિત-સૈનિકને બોલાવીને સઘળી વાત કરી. છેલ્લે મેલા મનના, કપટી ગોરાએ તેને પૂછ્યું. "આવી જાતની આધ્યાત્મવિદ્યાઓના જાણકારો હિન્દુસ્તાનમાં કેટલા હશે? તમે મને તેમનાં નામ-ઠામ આપો તો એક દિવસ એ

બધાયનો સન્માન સમારંભ દિલ્હીમાં ગોઠવવાની યોજના વાઇસરોયની પાસે મૂકું.

ભોળા ભાવે તે પંડિત-સૈનિકે છત્રીસ નામ આપ્યાં. યુદ્ધ પૂરું થયા બાદ દિલ્હીમાં તે તમામને સન્માન કરવાના નામે આમન્ત્રણ આપવામાં આવ્યું.

સહુ યથાસમય આવી ગયા. સન્માન-સભા યોજવામાં આવી. દરેકે પોતાની ચમત્કારિક શક્તિનું બ્યાન કર્યું; તેનો પ્રયોગ પણ કરી બતાડ્યો. છેલ્લે ભાવભીના સન્માનરૂપે દરેકને બક્ષિસો વગેરેની નવાજેશ કરવામાં આવી.

સંધ્યા થતાં તે દરેકને નદીની સહેલગાહે લઈ જવાની ગોઠવણ થઈ.

મન્ત્રવિદ્યાના જાણકારોને એવી તો કોઇ કલ્પના પણ હતી કે આ ગોરાઓ કૂડ-કપટથી ભરેલા છે. આજે તેમનો મોતનો દિવસ છે વગેરે.

એટલે ખૂબ ખુશખુશાલ બનીને સહુ નદી તટે આવી ગયા.

સહેલાણીઓને હોડીમાં ગોઠવી દેવામાં આવ્યા. કલાક સુધી નદીના પટ ઉપર મોજ કરીને જ્યારે તેઓ પાછા ફરે છે તે જ વખતે તે હોડી ઊંધી વળી ગઇ. મન્ત્રશક્તિના સાધકો-તમામ-નદીના અગાધ જળમાં ડૂબી ગયા. થોડી જ વારમાં એમની લાશો નદીપટ ઉપર તરવા લાગી.

અસાધારણ પ્રતિભા ધરાવતી ૩૬ વ્યક્તિઓને યોજનાપૂર્વક મોતને ઘાટ ઉતારી દેવામાં આવ્યા.

એ ગોરાઓને ઈસુએ કહેલા શબ્દો નહિ જ સંભળાતા હોય ?–"કોઈ તને તમાચો મારે ત્યારે તું તેને બીજો ગાલ ધરજે."

હાય ! કરતા–અગૌર અને અ-ઈસાઈ તમામનો નાશ કરવાના સંકલ્પ સાથે નાચતી ડાકણ !



## પુણ્યભૂખ્યો રાજા

પાટણનો રાજા સિદ્ધરાજ. એના જીવનમાં બે ય રસ જોવા મળે. ભોગનો ય એ રસિયો; ધર્મનો ય એ રસિયો.

સુખનો ય એ ખપી; પુણ્યનો ય એ ખપી.

એક વખત રાજમાં ખાસ કાંઈ કામકાજ ન હતું એટલે એણે તીર્થયાત્રાએ જવાનું નક્કી કર્યું. મન્ત્રીશ્વર સાંતનુને બોલાવીને રાજનો સઘળો કારભાર સોંપીને રાજા તીર્થયાત્રાએ નીકળી ગયા.

માલવપતિને ગુપ્તચરો મારફત જાણ મળી કે સિદ્ધરાજ તીર્થયાત્રાએ ગયા છે. અને પાટણ હાલ નધણિયાતાં જેવી સ્થિતિમાં છે. પાટણ ઉપર હલ્લો લઈ જવાની આવી સુવર્ણ-તકને માલવનરેશ કેમ જવા દે ? તાબડતોબ યુદ્ધની તૈયારીઓ થવા લાગી.

એકાએક માલવપતિએ પાટણના કિલ્લાને ઘેરો ઘાલ્યો. મન્ત્રીશ્વર સાંતનું અત્યંત વિચક્ષણ હતા. ગુપ્તચરો મારફત શત્રુની તાકાત એમણે માપી લીધી. મહારાજા સિદ્ધરાજના

નેતૃત્વ વિનાનું પાટણનું સૈન્ય શત્રુ સાથે સફળ બાથ ભીડી શકે એ વાતમાં સાંતનુને પાકી શંકા હતી.

"તો શું કેસરિયાં કરવાં ?" મન્ત્રીના મનમાં આ પ્રશ્ન ધસી આવ્યો.

પણ તેનું દયાર્દ્ર અંતર બોલી ઊઠ્યું. "એમ કરવાથી શો લાભ ? ઘોર પરાજય થાય અને લોહીના તળાવમાં પાટણના પ્રજાજનોની અગણિત લાશોના ગંજ ખડકાય.... નહિ....નહિ....મહારાજા સિદ્ધરાજના આવી ગયા બાદ જ યુદ્ધનો વિચાર થઈ શકે. હાલ તો રક્તહીન સંધિ જ ગમે તે રીતે કરી લેવી એમાં જ પ્રજાનું હિત છે.

સાંતનુએ માલવપતિને સંધિનું કહેણ મોકલ્યું.

માલવપતિએ જણાવ્યું કે મારે તમારી સંપત્તિ ન ખપે; મને તો જોઈએ છે, મહારાજા સિદ્ધરાજે કરેલાં અઢળક ધર્મકાર્યોનું સઘળું ય પુણ્ય. જો તે બધુંય પુણ્ય મને આપી દો તો હું કશો ય રક્તપાત કર્યા વિના મારે દેશ ચાલ્યો જઈશ."

ચકોર સાંતનુએ માલવપતિની માગણી સ્વીકારી લીધી. સંધિનો શ્વેત વાવટો ફરકી ગયો.

માલવપતિ સાંતનુને ત્યાં મહેમાન બન્યા. ભારે સત્કાર સાથે માલવપતિનું સ્વાગત કરવામાં આવ્યું. જમણવાર પતી ગયા બાદ માલવપતિએ રાજા સિદ્ધરાજનું પુણ્ય માંગ્યું.

સાંતનુએ કહ્યું, "લો, અમારા રાજેશ્વરનું સઘળું પુણ્ય

આપને સમર્પિત કરી દઉં છું." આથી ખુશ થઈ ગયેલા માલવપતિએ વિદાય લીધી.

આ વાતની તીર્થભૂમિમાં જ સિદ્ધરાજને ખબર પડી. એને સાંતનુ ઉપર ભારે રોષ ચડયો. જ્યારે તે પાટણ આવ્યા ત્યારે 'સુસ્વાગતમ' કરવા આવેલા સાંતનુના મોંની સામે પણ સિદ્ધરાજે ન જોયું.

વળતે દિવસે સાંતનુએ મન્ત્રીપદેથી રાજીનામું આપ્યું. થોડા જ મહિનાઓમાં રાજ્યમાં અંધાધૂંધી વ્યાપતાં રાજાને સાંતનુને પુનઃ મન્ત્રીપદે સ્થાપતિ કરવાની ફરજ સાંપડતાં સાંતનુને બોલાવ્યા.

ભૂતકાળ ઉકેલાયો. રાજા સાંતનુને કહ્યું, "સાંતનુ! માલવપતિને મારું આખું રાજ તેં આપી દીધું હોય તો પણ મને જે દુઃખ ન થાય તેટલું દુઃખ મારા સઘળા ધર્મોનું ભેગું કરેલું પુણ્ય તેં માલવપતિને આપી દીધું તેથી મને થયું છે. આથી જ મેં તારી સાથે સારી વર્તણૂક દાખવી ન હતી."

સાંતનુએ કહ્યું, "આ વાત મને તે જ વખતે કરવી હતી ને? ખેર....આજે હું આપની આખી ધર્મપ્રેમી રૈયતનું બધું પુણ્ય આપને આપી દઉં છું. આપ તેનો સ્વીકાર કરી લો."

હસી પડતાં રાજાએ કહ્યું, "રે! એમ કાંઈ કોઈના દેવાથી કોઈને પુણ્ય દેવાઈ જતું હશે? તું ય કેવી વાતો કરે છે?"

"તો પછી આપનું સઘળું પુણ્ય મેં માલવપતિને 'આપ્યું' એમ કહેવાથી માલવપતિને મળી જાય ખરું? હરગીજ નહિ." સાંતનુએ ઠાવકે મોંએ મહારાજા સિદ્ધ-રાજને જણાવ્યું.

અને....સિદ્ધરાજની આંખો ઊઘડી ગઈ. સાંતનુ ઉપરનો સઘળો રોષ એ જ પળે શાન્ત થઈ ગયો. એકદમ ઊભા થઈને સાંતનુને ભેટી પડયા. એની આંગળીમાં મન્ત્રીમુદ્રા ચડાવી દીધી.



## વધુ પડતો આત્મવિશ્વાસ

જૈનશાસનના એ સમયના સુપ્રસિદ્ધ આચાર્ય ભગ-વંત હતા; નામે જીવાનંદસૂરિજી.

એમની વિદ્વતાની કીર્તિ દિગંતોમાં પ્રસરી હતી.

એક વખત સૌરાષ્ટ્રમાં વિહરતા કોઈ બૌદ્ધાચાર્યે એમને વાદ કરવાનું આહ્વાન કર્યું. શરત એવી મુકાઈ કે જે હારે તે પોતાના તમામ અનુયાયી વર્ગને લઈને સમસ્ત સૌરાષ્ટ્રનો ત્યાગ કરે.

વિજયના વધુ પડતા આત્મવિશ્વાસને આધીન થઈને જૈનાચાર્યે એ આહ્વાન વધાવી લીધું અને શરત પણ સ્વીકારી લીધી.

વાદ યોજાયો. જૈનાચાર્ય પરાજય પામ્યા સમસ્ત જૈન. સંઘને સૌરાષ્ટ્ર છોડીને ચાલી જવું પડ્યું. આ પરાજયનો

ધા સમસ્ત જૈનસંઘને તો વસમો થઈ પડયો પણ જૈનાચાર્યને તો ખૂબ અકારો થઈ પડયો.

કિન્તુ હવે થાય પણ શું ?

થોડા સમય પછી તે જ બૌદ્ધાચાર્ય દક્ષિણ ગુજરાતમાં આવ્યા. તેમણે ફરીથી આચાર્ય ભગવંત શ્રી જીવાનંદસૂરિજીને વાદ માટે આમન્ત્રણ આપ્યું.

આચાર્ય ભગવંતની નિશ્રામાં સમસ્ત જૈનસંઘ એકત્રિત થયો, ભારે ગંભીરતાથી સંઘે વિચાર કર્યો. પણ કોઇ નિર્ણય લઈ શકાયો નહિ.

આચાર્ય ભગવંત પણ ઊંડા મનોમંથનમાં લાગી ગયા. 'ફરી એક વાર વાદની તક ઝડપી લઇને પરાજયનું કલંક શા માટે ધોઈ ન નાંખવું ?' એમનું મન કહેવા લાગ્યું. 'સાહસ વિના સિદ્ધિ કયાંથી મળશે ?' સાહસિક આચાર્ય શ્રી મનોમન બોલ્યા.

સૂનકાર બની ગયેલા વાતાવરણને ભેદતાં આચાર્ય ભગવંત બોલ્યા, "શ્રીસંઘ ચિન્તામુક્ત થઈ જાય આપણે એ પડકાર ઝીલી લઇએ. એક વાર પરાજય મળવાથી શ્રી સંઘમાં ભારે મથામણ જાગી છે. પણ વધુ એક વખત મારામાં વિશ્વાસ મૂકો. હું એ પડકારને ઝીલી લઇને પરાજયની કાલિમા ભૂંસી નાંખવા માગું છું."

આચાર્યદેવના વચનમાં આત્મવિશ્વાસનો રણકાર હતો. શ્રીસંઘને રજા આપવાનો સવાલ ન હતો; એ તો માત્ર શાસનના હિતાહિતનો વિચાર જ કરે.

અને....પુનઃ વાદ થયો. શરત નક્કી કરવામાં આવી કે જે હારે તે આખો ય સંઘ ગુજરાત છોડીને ચાલી જાય.

પણ આ શું ? પુન । જૈનાચાર્યનો પરાજય થયો.

સમસ્ત સંઘને લઈને; આઘાતના કારમા ઘા સાથે જીવાનંદ સૂરિજી મહારાજ ગુજરાત છોડીને ચાલી ગયા. એમની વ્યથાનો કોઈ આરોવારો ન હતો, વધુ પડતા આત્મ વિશ્વાસનું જ આ માઠું ફળ હતું એવી એમને ખાતરી થઈ ગઈ હતી.

જૈનોનો પરાજય એટલે જૈનશાસ્ત્રોના સત્યોનો પરાજય ! જૈનોના હૈયે જઈ વસેલી ધર્મશ્રદ્ધાના મિનારાઓના પાયામાં જ સુરંગ !

આવી જબરદસ્ત હોનારતમાં આચાર્યદેવ નિમિત્ત બની ગયા !

પરાજયના મારની કળ વળી કે તરત જ આચાર્યશ્રીએ કમર કસી લગાતાર બાર વર્ષ સુધી બૌદ્ધાદિ શાસ્ત્રોનો એમણે તલસ્પર્શી અભ્યાસ કર્યો. હવે એક પણ નબળી કડી તેમને પાલવે તેમ ન હતી. અન્યથા સમગ્ર જૈનધર્મ ભારતમાંથી નામશેષ થઈ જાય. વાદ માટેની સંપૂર્ણ તૈયારીઓ કરી લીધી. બાદ આચાર્ય ભગવંત શ્રીમદ્ જીવાનંદસૂરિજીઓ એ જ બૌદ્ધાચાર્યને વાદ માટે આહવાન કર્યું. એની સાથે શરત મૂકવામાં આવી કે જે પક્ષ પરાજય પામે તેણે પોતાના સઘળા ય અનુયાયીઓની સાથે આખું હિન્દુસ્તાન છોડી જવું.

જૈનાચાર્ય બે બે વાર પરાજય પામેલા હોવાથી જૈન સંઘના અગ્રણીઓ આ વખતે ખૂબ જ ચિંતાતુર હતા. ધર્મશ્રદ્ધાળુ જૈનોને ઘરબાર મૂકીને ભારતમાંથી ચાલ્યા જવું પડે તેની ચિંતા ન હુછી; પરન્તુ જૈનધર્મની ઘોર હીલનાની સંભાવના તેમના અંતરને ખૂબ સતાવતી હતી. આવી ચિંતાજનક સ્થિતિમાં વાદ યોજાયો. ઘણા દિવસો સુધી વાદ ચાલ્યો. છેવટે જૈનાચાર્યનો વિજય–વાવટો ગગનમાં ફરકી ગયો. રોજ અદ્ધરશ્વાસે વાદસભામાં બેસતા જૈનધર્મના અનુયાયીઓએ આનંદની ચિચિયારીઓ પાડી. જૈનાચાર્યે સહુને જણાવી દીધું કે 'પરાજિતની કોઈએ લગીરે તર્જના તિરસ્કાર કરવા નહિ.'

એ દિવસે બૌદ્ધધર્મના અનુયાયીઓ હિન્દુસ્તાન છોડીને ચાલી ગયા.

જૈનાચાર્ય શ્રી જીવાનંદસૂરિજી મહારાજાનો આજનો દિવસ સોનાનો દિવસ હતો.

પરાજયનાં બે બે કારમાં કલંકોને ભૂંસી નાંખ્યાનો આનંદ એમના મુખ ઉપર તરી આવ્યો હતો. આ વિજયમાં જીવનના સાર્થક્યનું એ દર્શન કરતા હતા.

આનંદના હિલોળે ચડેલા જૈન સંઘને જોઈ ને એમનું અંતર આનંદવિભોર બની ગયું હતું.



કમલ પ્રકાશન ટ્રસ્ટ પ્રકાશિત

જીવનઘડતર વાંચનમાળાનો

# * વીસ બુકોનો સેટ *

લેખક :

## મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજી

દરેકનું મૂલ્ય રૂ. ૦-૭૫

આખા સેટનું મૂલ્ય રૂ. ૧૫-૦૦

---

કમલ પ્રકાશન ટ્રસ્ટ પ્રકાશિત

જાંબુવાલા ગ્રન્થમાળાનો

# વીસ બુકોનો સેટ

લેખક :

## મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજી

દરેકનું મૂલ્ય રૂ. ૧-૦૦

આખા સેટનું મૂલ્ય રૂ. ૨૦-૦૦

પ્રકાશન સ્થળ :

## * કમલ પ્રકાશન ટ્રસ્ટ *

૫૦૮૨/૩, બીજે માળે, યાજ્ઞિક ઈન્સ્ટીટયૂટ સામે,
રતનપોળના નાકે, ગાંધીરોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧

Phone : 30081

કમલ પ્રકાશન [ પબ્લિક ] ટ્રસ્ટ

ટ્રસ્ટ રજિ. નંબર ઈ. ૧૫૪૧ [ તા. ૪-૧૧-'૬૭ ]

ઓફિસ : ૫૦૮૨/૩, બીજે માળે, યાજ્ઞિક ઇન્સ્ટીટયૂટ સામે,

રતનપોળના નાકે, ગાંધીરોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧

PHONE : 30081



મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજીની જ્ઞાનવાણી

વહાવતાં

# આધ્યાત્મિક પુસ્તકો

[ ગુજરાતી તથા હિન્દી ]

તથા

# મુક્તિદૂત માસિક

ચિન્તક : **મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજી**

સંપાદક : હસમુખ સી. શાહ

: લવાજમ :

વાર્ષિક રૂ. ૫=૦૦ : ત્રિવાર્ષિક રૂ. ૧૫=૦૦

આજીવન સભ્ય રૂ. ૧૦૦=૦૦

## ટ્રસ્ટીમંડળનું નિવેદન

કમલ પ્રકાશન ટ્રસ્ટ [અમદાવાદ] મુખ્યત્વે બે વિભાગમાં કામ કરી રહ્યું છે :

૧. પુસ્તક વિભાગ ૨. માસિક વિભાગ

### [૧] પુસ્તક વિભાગ :

આજ સુધીમાં પૂજ્યપાદ મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજીનાં કોડીબંધ પુસ્તકો અમે બહાર પાડી ચૂક્યા છીએ. કેટલાંક પુસ્તકોની તો ચારથી પાંચ આવૃત્તિઓ પણ અમે પ્રગટ કરી છે ગુજરાતી ભાષામાં પ્રગટ થઈ ચૂકેલાં પુસ્તકોને હવે હિન્દીમાં અનુવાદિત કરીને પ્રગટ કરવાનું કાર્ય પણ ચાલી રહ્યું છે.

આ પુસ્તકો મુખ્યત્વે જૈનદર્શનને યાવત્ ગૌરવવંતી આર્ય-સંસ્કૃતિને જગતની સમક્ષ અર્વાચીન ભાષામાં રજૂ કરે છે.

ક્રમબદ્ધ રીતે નવાં નવાં પુસ્તકો અમે બહાર પાડી રહ્યા હતા. તેમાં અમને સુંદર આર્થિક સહકાર મળી જતાં જાંબૂવાલા ગ્રંથમાળાનું નવું ક્ષિતિજ ખુલ્લું મૂક્યું. ૧૯૭૧ની સાલથી દર વર્ષે પાંચ પુસ્તકોનો એક સેટ અમે આ ગ્રંથમાળાના અન્વયે ચાર વર્ષ સુધી પ્રગટ કર્યો હતો.

પણ અમને આટલાથી જ સંતોષ ન હતો, એટલે નવી પેઢીના યુવાનો અને યુવતીઓ માટે જીવન-ઘડતર વાંચનમાળાનું બીજું ક્ષિતિજ પણ ખુલ્લું મૂક્યું. એના અન્વયે અમે વીસ નાની પુસ્તિકાઓ (પોકેટ-બુક્સ) બહાર પાડી છે.

અમારાં બધાંય કાર્યો સારી રીતે ચાલતાં જ રહે અને વેગ પકડતાં રહે એ માટે અમને ઘણા મોટા આર્થિક સહકારની આવશ્યકતા છે. દાનવીરો તરફથી અમને સુંદર સહકાર મળી રહે તે માટે અમે કમલ પ્રકાશન ટ્રસ્ટને પબ્લિક ટ્રસ્ટ બનાવ્યું છે; વળી અમે એ માટે સુંદર યોજના પણ કરી છે, જે નીચે મુજબ છે :

**શ્રીમતી જયાલક્ષ્મી કપૂરચંદ સુતરીયા. મદ્રાસ**
**શ્રી કપૂરચંદભાઈ નરભેરામ સુતરીયા. મદ્રાસ**



જે **કમલ પ્રકાશન ટ્રસ્ટે** પ્રગટ કરેલા **'ગુરૂમાતા'** નામના પુસ્તકે અમારા ઉપરોક્ત ઉપકારી માતપિતાના જીવનમાં ચમત્કાર સર્જ્યો તે ટ્રસ્ટની ઋણમુક્તિ અર્થે અમે તેમના સુપુત્રો (રમેશચંદ્ર-દિલીપકુમાર તથા ભરતકુમાર) ટ્રસ્ટને રૂા. ૧૧૦૦૧ અર્પણ કરીએ છીએ.

---

**સ્વ. દાનવીર, ધર્માનુરાગી શેઠશ્રી રામજીભાઈ વિરાણીએ સ્થાપેલ "શ્રી રામજી શામજી વિરાણી અને શ્રીમતી સમરતબહેન રામજી વિરાણી ટ્રસ્ટ રાજકોટ" તરફથી સ્વ. શેઠશ્રી રામજીભાઈની પુણ્યતિથિ પ્રસંગે રૂા. ૧૧૦૦૧ 'કમલ પ્રકાશન ટ્રસ્ટ'ને અર્પણ થયેલ છે.**

હા. મેનેજીંગ ટ્રસ્ટી,
**શ્રી નગીનભાઈ રામજીભાઈ વિરાણી**

સ્વ. કાન્તિલાલ પ્રતાપશી મુંબઈ
સ્વ. સુભદ્રાબેન કાન્તિલાલ મુંબઈ



જેમણે પોતાના બે પુત્ર-પુત્રી (હાલ મુનિશ્રી **ચન્દ્રશેખરવિજયજી તથા સાધ્વીશ્રી મહાનંદાશ્રી**) ને ચારિત્રધર્મના સંસ્કારોનું ગળથૂંથીમાં જ પાન કરાવીને વિશ્વકલ્યાણકર શ્રીજિનશાસનને સમર્પિત કર્યા તેમની પુણ્યસ્મૃતિમાં......

**હા. પ્રફુલ્લ કાન્તિલાલ પ્રતાપશી-મુંબઈ**

શ્રી લાલજીભાઈ પદમશીભાઈ ઝવેરી-ચૂડા
શ્રીમતી જયાબેન લાલજીભાઈ ઝવેરી-ચૂડા



પૂન્યપાદ મુનિરાજશ્રી ચન્દ્રશેખરવિજયજીના સતત સાનિધ્યે જેમના જીવનની અંતિમ પળો ધન્યતાને પામી, અને જેઓ પોતાના ધર્મસંસ્કારનો અણમોલ વારસો મને આપીને આ જગતમાંથી વિદાય થયા તે પૂજનીય માત-પિતાજીના સ્મરણમાં આ નાનકડા સુકૃતનો ભાગી બનીને ધન્યતા અનુભવું છું.

**—સુરેશ લાલજીભાઈ ઝવેરી**

| દાન | પદ | લાભ |
|---|---|---|
| રૂ. ૨૦૦૧ : | શ્રુતભક્ત : | સંસ્થાનાં ભૂત–ભાવી તમામ પ્રાચ્ય પુસ્તકો ભેટ મળશે. |
| રૂ. ૧૦૦૧ : | શ્રુતાનુરાગી : | સંસ્થાનાં ભૂત–ભાવી તમામ પ્રાચ્ય પુસ્તકો ભેટ મળશે. |
| રૂ. ૫૦૧ : | શ્રુતસભ્ય : | સંસ્થાનાં તમામ ભાવી પુસ્તકો ભેટ મળશે. |

ઉપરોક્ત તમામ દાતાઓની નામાવલિ સંસ્થા તરફથી પ્રગટ થનારાં [ સિરીઝ સિવાયનાં ] પુસ્તકોમાં સંસ્થાના કુટુંબીજન તરીકે આવશે.

દાનવીરો ! ‘ કમલ પ્રકાશન ટ્રસ્ટ ’ના નામથી આપની રકમ આજે જ ચેક, ડ્રાફ્ટ કે મનીઓર્ડરથી મોકલીને અમને આપનો અમૂલ્ય સહકાર આપશો એવી આશા રાખીએ છીએ.

**☞ પુસ્તક વિભાગમાં જ્ઞાન ખાતાની રકમ લેવામાં આવે છે.**



# પુસ્તક વિભાગમાં અમારા કુટુંબીજનો

## શ્રુતસમુદ્ધારક :

૧. શ્રી શાન્તિદાસ ખેતસી ચેરીટેબલ ટ્રસ્ટ–મુંબઈ
૨. ,, કપૂરચંદ નરભેરામ સુતરીઆ–મદ્રાસ
૩. ,, રામજી શામજી વિરાણી અને સમરત રામજી વિરાણી ટ્રસ્ટ–રાજકોટ
૪. ,, પ્રવીણકુમાર દલીચંદભાઈ–મુંબઈ

## શ્રુતરક્ષક :

૧. શ્રી વિશાશ્રીમાળી તપાગચ્છીય જ્ઞાનાદિ ધાર્મિક ફંડ ખાતું–જામનગર
૨. પૂજ્ય સાધ્વીશ્રી કંચનશ્રીજી મ. સા.ના ઉપદેશથી નવસારીમાં શ્રાવિકાબેનોના ઉપાશ્રયના જ્ઞાનખાતામાંથી–નવસારી

## શ્રુતભક્ત :

૧. શ્રી ગુજરાતી જૈન શ્વેતામ્બર તપાગચ્છ સંઘ–કલકત્તા
૨. ,, શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન સંઘ–લીંબડી
૩. શ્રીમતી લીલમબેન મણિલાલ–મુંબઈ
૪. શ્રી ઝવેરી બ્રધર્સ–ચુડા
૫. ,, કાન્તિલાલ ચીમનલાલ કોલસાવાળા–અમદાવાદ
૬. રૂબી કોચ બિલ્ડર્સ પ્રા. લિ.–મુંબઈ
૭. શ્રી સુદામડા શ્વે. મૂર્તિપૂજક જૈન સંઘ–સુદામડા
૮. ,, નયનમલ ભુરમલજી જૈન–મુંબઈ
૯. જૈન શ્વે. મૂ. પૂ. તપાગચ્છ સંઘ–ભુજ
૧૦. ,, જમનાદાસ ખુશાલદાસ વોરા સહાયક નિધિ
હ. લાલદાસ જમનાદાસ–મુંબઈ
૧૧. ,, પાર્શ્વનાથ ભગવાનની પેઢી–નવસારી
હ. મુનિશ્રી કીર્તિસેનવિજયજી મ.ની પ્રેરણાથી

શ્રુતાનુરાગી :

૧. શ્રી માંડલિકભાઈ જયંતિલાલ ઝવેરી–મુંબઈ
૨. ,, સુબોધચંદ્ર લાલભાઈ–અમદાવાદ
૩. ,, કુંવરલાલ હીરાલાલ પારેખ–અમદાવાદ
૪. ,, અચલગઢ જૈન પેઢી–અચલગઢ
૫. ,, ધરમદાસ ત્રીકમલાલ કપૂરવાલા–મુંબઈ
૬. ,, જૈન શ્વે. મૂર્તિપૂજક સુધારા ખાતાની પેઢી–મહેસાણા
૭. ,, ભનીબેન ધીરજલાલ પાનાચંદ શ્રોફ–અમદાવાદ
૮. શ્રીમતી પોપટબેન ભૂરમલજી–દહેલંદર
૯. શ્રી શાન્તિનગર જૈન શ્વે. મૂર્તિપૂજક સંઘ–અમદાવાદ
૧૦. ,, બારેજા–એફળી જૈન સંઘ–બારેજા
૧૧. ,, પાર્શ્વનાથ જૈન શ્વેતામ્બર પેઢી–રોહીડા (રાજસ્થાન)
૧૨. ,, એક સદ્ગૃહસ્થ તરફથી હ. પ્રફુલચંદ્ર કાન્તિલાલ દલાલ–મુંબઈ
૧૩. ,, સ્વ. મફતલાલ મોહનલાલના સ્મરણાર્થે તેમના સુપુત્રો તરફથી–નવા ડીસા (હાલ મુંબઈ)
૧૪. શ્રી કપૂરચંદ નરભેરામ સુતરીઆ–મદ્રાસ
૧૫. ,, દાદર આરાધના ભવન જૈન–પૌષધશાળા, દાદર–મુંબઈ
૧૬. બેન સરોજના સ્મરણાર્થે હ. જેસીંગભાઈ–પેથાપુરવાળા–અમદાવાદ
૧૭. શ્રી વિઠ્ઠલદાસ ધનજીભાઈ–બારદાનવાળા–જામનગર
૧૮. ,, ઝવેરી મોતીચંદ હેમરાજ જૈન ધર્મશાળાના જ્ઞાનખાતા તરફથી–જામનગર
૧૯. ,, સુમનભાઈ મૂળચંદ વાડીલાલ શાહ–મુંબઈ
૨૦. ,, વોરા અમુલખભાઈ કેશવજી (રાજપરવાળા) ભુજ
૨૧. ,, લાલગર માધવગર કોન્ટ્રાકટર–ભુજ
૨૨. ,, ચોપાટી જૈન સંઘ–મુંબઈ

૨૩. શ્રી ચંદ્રાલય જ્ઞાન ટ્રસ્ટ—અમદાવાદ હ. સા. ચન્દ્રોદયાશ્રીજીની પ્રેરણાથી
૨૪. ,, ભવાનીપુર મૂર્તિપૂજક જૈન શ્વેતામ્બર સંઘ—કલકત્તા
૨૫. શ્રીમતી સુશીલાબેન બાબુભાઈ ભગુભાઈ (પેથાપુરવાળા) અમદાવાદ
૨૬. શ્રી નવરંગપુરા શ્વે. મૂર્તિપૂજક સંઘ—અમદાવાદ
૨૭. ,, શામજી વેલજી વીરાણી અને કડવીબાઈ વીરાણી સ્મારક ટ્રસ્ટ. રાજકોટ
૨૮. ,, રણછોડભાઈ શેષકરણભાઈ શેઠ—મુંબઈ
૨૯. ,, રસિકભાઈ ત્રિકમલાલ લોદરાવાળા—મુંબઈ
૩૦. ,, ધનરાજ છોગાજી—નવા ડીસા
૩૧. ,, શીતલનાથ ભગવાન સંસ્થાન—ધૂલીઆ
૩૨. ,, સુરજબેન ડી.. વોરા—મોરબી
૩૩. ,, દેવરાજચંદ ખટોડ (જેતારણવાળા)—મદ્રાસ
૩૪. ,, બી. પી. મહાજન—મદ્રાસ
૩૫. ,, નાનાલાલ ભટ્ટ—મદ્રાસ
૩૬. ,, પી. બી. શાહ એન્ડ કું.—મદ્રાસ
૩૭. અજમેરા બ્રધર્સ ચેરીટેબલ ટ્રસ્ટ C/o બોમ્બે સાયકલ ઈમ્પોર્ટીંગ કું.—મદ્રાસ
૩૮. એમ. ડી. ટોળિયા કોર્પોરેશન—મદ્રાસ
૩૯. શ્રીમતી વસુમતિ રાજેન્દ્રકુમાર શાહ C/o રમેશ એન્ડ કું. સુરત
૪૦. શ્રી કોઠાડિયા ગણપતિ મલુકચંદ જત્રાટકર—નિપાણી
૪૧. ,, દોશી માનચંદ ખેતશીભાઈ ચેરીટેબલ ટ્રસ્ટ—નવા ડીસા
૪૨. ,, શાહ માવજીભાઈ લધાભાઈ—બેરાજા (કચ્છ)
૪૩. ,, નવજીવન જૈન શ્વેતામ્બર સંઘ, C/o જીવણલાલ કેશવલાલ મહેતા—મુંબઈ

૪૪. શ્રી સિદ્ધપુર જૈન શ્વે. સંઘ. સિદ્ધપુર, હ. પૂ. પં. શ્રી ચરણ-
વિજયજી મ.ની પ્રેરણાથી.

શ્રુતસભ્ય :

૧. શ્રી મહુવા વીશાશ્રીમાળી તપાગચ્છીય શ્વે. મૂર્તિપૂજક સંઘ-
મહુવા-બંદર
૨. ,, સ્વ. છબીલદાસ સુખલાલ કાલીદાસ-લીંબડી
૩. ,, રસિકલાલ શીવલાલ ગાંધી-મુંબઈ
૪. ,, હિંમતલાલ શામળભાઈ શાહ-અમદાવાદ
૫. શ્રીમતી જયાલક્ષ્મી કપૂરચંદ-સુતરીઆ-મદ્રાસ
૬. શ્રી હાલારી વીશાઓસવાળ શ્વે. મૂર્તિપૂજક જૈન જ્ઞાતિ સમસ્ત
દેરાસર ટ્રસ્ટ-પઠાણા (જામનગર)
૭. ,, વિજયસભા જૈન જ્ઞાન મંદિર-ડભોઈ
૮. ,, જામવણથલી શ્વે. મૂર્તિપૂજક જૈન સંઘ-જામવણથલી
૯. ,, ભોગીલાલ મગનલાલ શાહ-ભાવનગર
૧૦. ,, રમેશચંદ્ર કપૂરચંદ સુતરીઆ-મદ્રાસ
૧૧. ,, દિલીપકુમાર કપૂરચંદ સુતરીઆ-મદ્રાસ
૧૨. ,, ભરતકુમાર કપૂરચંદ સુતરીઆ-મદ્રાસ
૧૩. સ્વ. મહેતા દલીચંદ માણેકચંદ (ખીલોસવાળા)-જામનગર
૧૪. શ્રી ચોટીલા જૈન શ્વે. મૂર્તિપૂજક સંઘ-ચોટીલા
૧૫. ,, જૈન શ્વે. મૂર્તિપૂજક સંઘ-દાવણગીરી
૧૬. ,, સંઘવી ભવાનજી હીરાચંદના સમાધિપૂર્વકના સ્વર્ગવાસ
નિમિત્તે તેમના સુપુત્રો તરફથી-ભુજ
૧૭. ,, જયંતિલાલ વલમજી છેડા-ગડસીસા
૧૮. ,, પત્રી જૈન સંઘ-પત્રી (કચ્છ)
૧૯. ,, પ્રવીણકુમાર દલીચંદભાઈ-મુંબઈ

૨૦. શ્રી જૈન શ્વેતામ્બર તીર્થ પેઢી–અચલગઢ
૨૧. ,, રંભાબાઈ ડોસાભાઈ–કલકત્તા
૨૨. ,, ચંદ્રકાંતભાઈ કાંતિલાલ શાહ–અમદાવાદ
૨૩. ,, સુતરીઆ ચીમનભાઈ ઝવેરભાઈ (નાણાં ધીરધાર)–નડિયાદ
૨૪. ,, ઝીંઝુવાડા જૈન સંઘ–ઝીંઝુવાડા
૨૫. ,, કીરણબેન ઉપેન્દ્રકુમારના સ્મરણાર્થે હ. નટવરલાલ અમુલખભાઈ–ગોધરા
૨૬. ,, શાહ ચતુરભાઈ નગીનદાસ–બેલગાંવ
૨૭. ,, કોઠારી મિશ્રીલાલ ગુલાબચંદ–મોકલસર
૨૮. સાધ્વીજી ચરણશ્રીજી મહારાજ (વાગડવાળા) હ. કેશવલાલ પ્રેમચંદ અમદાવાદ
૨૯. મુનિશ્રી ગુણસેનવિજયજી મહારાજની પ્રેરણાથી હ. નરપતલાલ નાગરદાસ–અમદાવાદ
૩૦. શા. શાંતિલાલ ભુરમલ એન્ડ કું–ધર્માવરમ (એ.પી.)
૩૧. શ્રી અરવિંદ જેશીંગલાલ શાહ-મુંબઈ
૩૨. ,, પ્રકાશચંદ્ર માણેલાલ શાહ–સુરત
૩૩. ,, શાહ ડુંગરશી ધરમશી એન્ડ કું–સીરસી (કર્ણાટક)
૩૪. ,, મેસર્સ કાન્તિલાલ મણિલાલ એન્ડ કું–મુંબઈ
૩૫. ,, ચુનીલાલ અમરચંદ ઝવેરી–નવસારી
૩૬. ,, વાસુપૂજ્ય ભગવાન ગુજરાતી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘ–ઈચલકરંજી (એમ. એસ.)
૩૭. ,, વોરા જસરાજ ધનજી (કચ્છ મુંદ્રાવાળા) નવસારી
૩૮. પૂ. સા. નિપુણાશ્રીજીની પ્રેરણાથી પીપરડીની પોળ બહેનોના ઉપાશ્રય જ્ઞાનખાતા તરફથી હ. લીલાવતીબેન મોહનલાલ કાપડિયા –અમદાવાદ
૩૯. શ્રી અખિલ ભારતીય સંસ્કૃતિરક્ષક દળ–નવા ડીસા

૪૦. શ્રી નાંદેજ શ્વે. મૂર્તિપૂજક જૈન સંઘ હ. પૂ. સા. જિનેન્દ્રશ્રીજી મહારાજની પ્રેરણાથી–નાંદેજ
૪૧. ,, શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન સંઘ હ. સાધ્વીશ્રી મહાનંદાશ્રીજીની પ્રેરણાથી. દેલંદર (રાજસ્થાન)
૪૨. ,, સવિતાબેન ભગવાનદાસ પટેલ–નવસારી
૪૩. ,, ઘોટી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘ–ઘોટી (મહારાષ્ટ્ર)
૪૪. ,, જવેરીલાલ હરશી છેડા–મુંબઈ
૪૫. ,, કેશવલાલ ચુનીલાલ મહેતા–મુંબઈ
૪૬. ,, મુળિબેન અંબાલાલ–મુંબઈ
૪૭. ,, વિક્રમકુમાર ચીમનલાલ શાહ–મુંબઈ

**[૨] માસિક વિભાગ :**

કમલ પ્રકાશન પબ્લિક ટ્રસ્ટ તરફથી 'મુક્તિદૂત' નામનું સોળ પેઈઝનું એક માસિક જૂન '૬૯ થી અમે શરૂ કર્યું છે. આ માસિક બહુ જ ટૂંકા સમયમાં સાડા ચૌદ હજાર નકલોનો લક્ષ્યાંક આંબી ગયું છે. મુક્તિદૂત નામનું આ માસિક સત્યને સંપૂર્ણ રીતે વફાદાર રહીને આર્ય સંસ્કૃતિનાં એ જાજરમાન ગૌરવોની ઘટઘટમાં પુનઃ પ્રાણપ્રતિષ્ઠા કરવા તલપે છે. આગળ વધીને પ્રત્યેક માનવમાં અધ્યાત્મભાવના તેજલિસોટા પ્રસરાવવા ઇચ્છે છે.

**જૂન '૭૨ સુધી મુક્તિદૂતની પેટી યોજના દ્વારા અગિયાર હજાર બંધુઓને [ રોજ ૧૦ પૈસાનું દાન કરવાની શરત મંજૂર રાખે ત્યાં સુધી]તો આ માસિક કાયમ માટે લવાજમ-મુક્ત બની રહેશે. જૂન '૭૨ પછી થનાર ગ્રાહકોને લવાજમ રૂ. ૧૫=૦૦ ભરવા સાથે પેટી યોજના બંધ કરવામાં આવી હતી. પરંતુ જૂન, ૧૯૭૫ના મુક્તિદૂતના છઠ્ઠા વર્ષના આરંભથી કમ્મરતોડ મોંઘવારીના કારણે અમે પંચવર્ષીય લવાજમ યોજના પણ બંધ કરીને નવા થનાર ગ્રાહકો માટે વાર્ષિક લવાજમ પાંચ રૂપિયાની યોજના તથા ત્રિવાર્ષિક લવાજમ પંદર રૂપિયાની યોજના અમલમાં મૂકી છે.**

અગિયાર હજાર બંધુઓને કાયમ માટે લવાજમમુક્તિનો લાભ ચાલુ રાખવો એ નાનીસૂની બાબત નથી. દાનવીરોના આર્થિક સહકાર વિના અમે આ કાર્ય હંમેશ માટે ચાલુ રાખી શકીએ નહિ. આપનો સુંદર આર્થિક સહકાર અમને મળી રહે તે માટે અમે નીચે મુજબની એક યોજના કરી છે. આ યોજનાનો લાભ લેનાર દાતાઓનાં નામ માસિકના એક કે વધુ અંકમાં પ્રગટ કરવામાં આવશે.

રૂ. ૩૦૦૦ સંસ્કૃતિ-સમુદ્ધારક

રૂ. ૨૦૦૦ સંસ્કૃતિ-રક્ષક

રૂ. ૧૦૦૦ સંસ્કૃતિ-ભક્ત

રૂ. ૫૦૦ સંસ્કૃતિ-અનુરાગી

રૂ. ૨૫૦ સંસ્કૃતિ-સભ્ય

રૂ. ૧૦૦ આજીવન સભ્ય

રૂ. ૨૫) કે તેથી વધુ રકમનું દાન કરનારનું નામ માસિકના એક અંકમાં આપવામાં આવશે.

ઉપરોક્ત કોઈ પણ પદ પ્રાપ્ત કરનાર પુણ્યવાન વ્યક્તિ સૂચવે તો અનુક્રમે પંદર, દસ, પાંચ, બે અને એક ઠેકાણે-(રૂ. ૨૫૦ તથા રૂ. ૧૦૦ના દાતાને) મુક્તિદૂત માસિક કાયમ માટે લવાજમ વિના મોકલવામાં આવશે.

રૂ. ૨૫૦થી ઉપરના દાતાઓની નામાવલિ ટ્રસ્ટ તરફથી બહાર પડતાં તમામ પુસ્તકોમાં આપવામાં આવશે.

■ માસિક વિભાગમાં જ્ઞાનખાતાની રકમ લેવામાં આવતી નથી.



# માસિક વિભાગમાં અમારાં કુટુંબીજનો

**સંસ્કૃતિ-સમુદ્ધારક :**

૧. પોપટબેન ભૂરમલજી C/o શા. નથમલ નેનમલ એન્ડ કું.–મુંબઈ

**સંસ્કૃતિ-રક્ષક :**

૧. શ્રી રજનીકાન્ત લક્ષ્મીચંદ જાંબૂવાળા–લીંબડી
૨. ,, જીરતલાલ પરતાપસી–મુંબઈ
૩. ,, નયનમલ ભુરમલજી જૈન–મુંબઈ
૪. ,, પોપટબેન ભુરમલજી જૈન–દેલદર

**સંસ્કૃતિ-ભક્ત :**

૧. શ્રી ઉષાકાન્ત રમણલાલ શાહ–અમદાવાદ
૨. શ્રી વ્રજલાલ ત્રિભોવનદાસ ( એલ. ટી. વાળા ) સુરેન્દ્રનગર
૩. શ્રીમતી ગજરાબેન મનસુખલાલ શાહ–અમદાવાદ (એ. બી. સી. સર્જીકલવાળા )
૪. શ્રી ભીખાભાઈ મોતીચંદ પબ્લિક ટ્રસ્ટ તરફથી હ. શેઠ પોપટભાઈ ભીખાભાઈ–મુંબઈ
૫. એક સદ્‌ગૃહસ્થ તરફથી હ. શેઠ શાંતિભાઈ કપાસી–મુંબઈ
૬. રૂબી કોચ બિલ્ડર્સ પ્રા. લિ.–મુંબઈ
૭. શ્રી રમણિકલાલ કેશવલાલ–સુરેન્દ્રનગર
૮. ,, ઝવેરી બ્રધર્સ–ચૂડા
૯. એક સદ્‌ગૃહસ્થ તરફથી હ. વસંતલાલ જીવતલાલ–મુંબઈ
૧૦. શ્રી રવિચંદ માણેકચંદ શાહ–થાનગઢ
૧૧. ,, લઘુભાઈ માણેકચંદ–જામનગર
૧૨. ,, કાન્તિલાલ ચીમનલાલ કોલસાવાળા–અમદાવાદ
૧૩. ,, મણિલાલ મગનલાલ કોંઢવાળા–ધ્રાંગધ્રા

૧૪. શ્રીમતી કુસુમબેન જયંતિલાલ આર. શાહ–મુંબઈ
૧૫. શ્રી શરદચંદ્ર જેઠાલાલ પાટલીઆ–જામનગર
૧૬. ,, વિઠ્ઠલદાસ ધનજીભાઈ બારદાનવાળા–જામનગર
૧૭. ,, કોઠ જૈન તપગચ્છ સંઘ તરફથી [ જિનાલયની શતાબ્દી નિમિત્તે ]-કોઠ
૧૮. ,, બિપીનચંદ્ર રતિલાલ નાનજીભાઈ–ધ્રાંગધ્રા
૧૯. સ્વ વસનજી નાનચંદના કુટુંબીજનો તરફથી–જામનગર
૨૦. એક સદ્‌ગૃહસ્થ તરફથી
૨૧. શ્રીમતી કમળાબેન શાન્તિલાલ કપાસી–મુંબઈ
૨૨. શ્રી દોશી છબીલદાસ જીવણલાલ (મોટી મારડવાળા)–મુંબઈ
૨૩. ,, જસવંતલાલ ચીમનલાલ શાહ–મુંબઈ
૨૪. ,, રમણલાલ ચીમનલાલ શાહ (કોલસાવાળા)–અમદાવાદ
૨૫. ,, એસ્કવાયર–હ: શ્રીમતી વર્ષા પ્રફુલ્લચંદ્ર દલાલ–મુંબઈ
૨૬. ,, પ્રતાપ ચેરીટેબલ ટ્રસ્ટ–મુંબઈ હ. શેઠ જીવતલાલ પરતાપસી
૨૭. ,, સ્વ. મહેતા દલીચંદ માણેકચંદ ( ખિલોસવાળા )–જામનગર

**સંસ્કૃતિ–અનુરાગી :**

૧. ચંપાબેન મણિલાલ નાગરદાસ-મુંબઈ
૨. સંઘવી મણિલાલ સાકરચંદ–જામનગર
૩. મહેતા ચંદુલાલ રામજીભાઈ ચેલાવાળા–જામનગર
૪. શાહ અંબાલાલ અમૃતલાલ–બોરસદ
૫. સુરચંદ હીરાચંદ ઝવેરીના બંગલાની બહેનો તરફથી હ. રતનબેન ચંપકલાલ ઝવેરી–સુરત

**સંસ્કૃતિ–સભ્ય :**

૧. શ્રી શિવલાલ ભૂદરદાસ–રાજકોટ
૨. ,, અમૃતલાલ હરકીશનદાસ ( હોટલ એમ્બેસેડરવાળા ) ભુજ

૩. શ્રી રજનીકાન્ત અંબાલાલ શાહ—મુંબઈ

૪. સ્વ. ચાંપશી પાલણ તથા સ્વ. પાલણ વીરજી તથા તેમનાં પુત્રવધૂ સૌ. સ્વ. હીરાબેન સુંદરજીની પુણ્યસ્મૃતિ પ્રસંગે હ. કેશવજી પાલણ—મુંબઈ

૫. શ્રી દોશી સુંદરજી ડાહ્યાભાઈ—મોરબી

૬. ,, શાંતિલાલ રાયચંદ—મુંબઈ

૭. ,, એક સદ્‌ગૃહસ્થ તરફથી—મુંબઈ

૮. ,, શેઠ નાનાલાલ લલ્લુભાઈ હ. લક્ષ્મી પ્રિન્ટિંગ પ્રેસ—સુરેન્દ્રનગર

૯. ,, અ. સૌ. મીનાક્ષી રમેશચંદ્ર સુતરીઆ—મદ્રાસ

૧૦. ,, અ. સૌ. યોગિની દિલીપકુમાર સુતરીઆ—મદ્રાસ

૧૧. ,, જેચંદભાઈ અમુલખ C/o વિદ્યાર્થી વિકાસગૃહ—મોરબી

૧૨. ,, સાબરબાગ સોસાયટીના જૈન ભાઈઓ તરફથી—સાબરમતી

૧૩. ,, બચુભાઈ ચીમનલાલ ઝવેરી—મુંબઈ

૧૪. ,, કેશવલાલ ગીરધરલાલ એન્ડ કું.—અમદાવાદ

૧૫. ,, શાહ કુંવરજી તુલસીદાસ—ધ્રાંગધ્રા

૧૬. શ્રીમતી તારા કિશોર દોશી C/o કિશોર એન્ડ કું. એડવોકેટ. રાજકોટ

૧૭. શ્રી સુથરી જૈન સંઘ C/o શા. ભવાનજી હીરજી—મુંબઈ

૧૮. અ. સૌ. હર્ષદા ભરતકુમાર સુતરીઆ—મદ્રાસ

૧૯. શ્રી પરેશકુમાર રમેશચંદ્ર સુતરીઆ—મદ્રાસ



## કમલ પ્રકાશન ટ્રસ્ટ તરફથી પ્રકાશિત થયેલાં પુસ્તકો

ઘેર બેઠા વી. પી. થી મેળવો. પોસ્ટેજ–ખર્ચ અલગ

લેખક : મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજી

| | |
|---|---|
| ■ ૧. સાધનાની પગદંડીએ | ૨–૦૦ |
| ૨. શરણાગતિ | ૨–૦૦ |
| ૩. વિરાગની મસ્તી | ૩–૦૦ |
| ૪. ઊંડા અંધારેથી | ૨–૦૦ |
| ૫. અધ્યાત્મસાર | ૧૨–૦૦ |
| ■ ૬. ગુરુમાતા | ૨–૦૦ |
| ■ ૭. વંદના | ૨–૦૦ |
| ■ ૮. વિરાટ જાગે છે ત્યારે | ૨–૦૦ |
| ■ ૯. મહાપંથનાં અજવાળાં | ૨–૦૦ |
| ■ ૧૦. જૈનદર્શનમાં કર્મવાદ | ૨–૫૦ |
| ૧૧. સચિત્ર જીવનદર્શન | ૩–૦૦ |
| ૧૨. કાનજીભાઈ મત પ્રતિકાર | ૩–૦૦ |
| ■ ૧૩. તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશી | ૨–૦૦ |
| ૧૪. ત્રિભુવનપ્રકાશ મહાવીરદેવ (અનન્તનાં પાત્રો) | ૪–૦૦ |
| ૧૫. વિજ્ઞાન અને ધર્મ | ૧૨–૦૦ |
| ■ ૧૬. મુક્તિદૂત માસિક ફાઈલ વર્ષ–૧ | ૩–૦૦ |
| ■ ૧૭. ,, ,, વર્ષ–૨ | ૫–૦૦ |
| ૧૮. જાગતા રે'જો | ૬–૦૦ |

૧૯. સોળ ભાવનાઓ
૨૦. જૂની પેઢીને
૨૧. બોધ કથાઓ
૨૨. ઊઠ જાગ, મુસાફિર !
૨૩. જૈનં જયતિ શાસનમ્

} [નં. ૧૯ થી ૨૩] જાબૂવાલા ગ્રન્થમાળા ૧૯૭૧ સેટનું મૂલ્ય ૫–૦૦

| | | |
|---|---|---|
| ૨૪. વીર! મધુરી વાણી તારી | | ૬–૦૦ |
| ૨૫. નહિ ઐસો જનમ બારબાર | | ૧૨–૦૦ |
| ૨૬. મૂંઝવતા પ્રશ્નો<br>૨૭. ચક્રવર્તી બ્રહ્મદત્ત<br>૨૮. આચારઃ પ્રથમો ધર્મઃ<br>૨૯. આપણી સંસ્કૃતિ<br>૩૦. વિકાસનું મહાભિયાન | [નં. ૨૬ થી ૩૦]<br>જાંબૂવાલા ગ્રન્થમાળા ૧૯૭૨<br>સેટનું મૂલ્ય ૫–૦૦ | |
| ૩૧. સોલહ ભાવનાએ<br>૩૨. પુરાની પીઢીકો<br>૩૩. બોધ કથાએ<br>૩૪. ઊઠે, જાગ, મુસાફિર<br>૩૫. જૈનં જયતિ શાસનમ્ | [નં. ૩૧ થી ૩૫]<br>જાંબૂવાલા ગ્રંથમાળા<br>(હિંદીમાં) ૧૯૭૧<br>સેટનું મૂલ્ય ૨–૫૦ | |
| ૩૬. મુક્તિદૂત માસિક ફાઈલ વર્ષ–૩ | | ૫–૦૦ |
| ૩૭. સિનેમાનો ત્યાગ કરો<br>૩૮. સાદગી અપનાવો<br>૩૯. આપણે ક્યાં જઈ રહ્યા છીએ?<br>૪૦. સુખ જ ભયાનક છે<br>૪૧. વાંચો : વિચારો : પામો<br>૪૨. જયવંતુ જિનશાસન<br>૪૩. વિજ્ઞાન! એક સમસ્યા<br>૪૪. દયાળુ બનો<br>૪૫. પરલોક–દૃષ્ટિ<br>૪૬. કોઠાસૂઝ બનો | [નં. ૩૭ થી ૪૬]<br>જીવનઘડતર વાંચનમાળા<br>સેટ પહેલો<br>સેટનું મૂલ્ય ૭–૫૦ | |

| | |
|---|---|
| ૪૭. અંધભક્તિ પશ્ચિમની<br>૪૮. ત્રણ વાર્તા<br>૪૯. દંભ–૧<br>૫૦. દંભ–૨<br>૫૧. જરા, કાન દઇને મને સાંભળો | [નં. ૪૭ થી ૫૧] જાંબૂવાલા ગ્રન્થમાળા ૧૯૭૩ સેટનું મૂલ્ય ૫–૦૦ |
| ૫૨. મુક્તિદૂત માસિક ફાઇલ વર્ષ–૪ | ૫–૦૦ |
| ૫૩. આંધી આવી રહી છે. | ૧૦–૦૦ |
| ૫૪. બ્રહ્મચર્ય | ૩–૦૦ |
| ૫૫. ચાલો, જીવન પલટીએ<br>૫૬. સંસાર<br>૫૭. નિશ્ચય : વ્યવહાર<br>૫૮. આ માસનો શ્લોક<br>૫૯. મીની કથાઓ | [નં. ૫૫ થી ૫૯] જાંબૂવાલા ગ્રન્થમાળા ૧૯૭૪ સેટનું મૂલ્ય ૫–૦૦ |
| ૬૦. રામાયણના પ્રેરક પ્રસંગો | ૫–૦૦ |
| ૬૧. ચાર પુરુષાર્થ | ૩–૦૦ |
| ૬૨. મુક્તિદૂત માસિક ફાઇલ વર્ષ–૫ | ૫–૦૦ |
| ૬૩. વીરસૈનિકદળ<br>૬૪. ધર્મયુદ્ધ કે પક્ષયુદ્ધ<br>૬૫. વીરસૈનિકની ફરજો<br>૬૬. સંસ્કૃતિમાં સ્ત્રીનું સ્થાન<br>૬૭. ધર્મગુરુઓ ! હવે તો જાગો<br>૬૮. ચિંતનની ચિનગારીઓ<br>૬૯. આધુનિક શિક્ષણ<br>૭૦. ધર્મનાશની ભેદી ચાલ<br>૭૧. લોકાપવાદ–ત્યાગ<br>૭૨. યુવકની મનોવ્યથા | [નં. ૬૩ થી ૭૨] જીવનઘડતર વાંચનમાળા સેટ બીજો સેટનું મૂલ્ય ૭–૫૦ |

| | | |
|---|---|---|
| ■૭૩. | સિંહનાદ | ૩–૦૦ |
| ■૭૪. | સ્વરાજનું લોખંડી ચોકઠું | ૩–૦૦ |
| ૭૫. | ચેત મચ્છંદર ગોરખ આયા | ૧૨–૦૦ |
| ૭૬. | ત્રિલોકગુરૂ મહાવીરદેવ [હિન્દી] | ૧–૦૦ |
| ૭૭. | ત્રિલોકગુરૂ મહાવીરદેવ [ગુજરાતી] | ૧–૦૦ |
| ૭૮. | આપણે ફેર વિચારીએ | ૫–૦૦ |
| ૭૯. | ત્રિલોકગુરૂ મહાવીરદેવ [અંગ્રેજી] | ૧–૦૦ |
| ૮૦. | વીરસૈનિક [ગુજરાતી] | ૧–૦૦ |
| ૮૧. | મુક્તિદૂત માસિક ફાઈલ વર્ષ–૬ | ૫–૦૦ |
| ૮૨. | વીરસૈનિક [હિન્દી] | ૧–૫૦ |
| ૮૩. | સળગતી સમસ્યાઓ | ૩–૫૦ |
| ૮૪. | આત્મા | ૩–૦૦ |
| ■૮૫. | જિનશાસનરક્ષા | ૨–૦૦ |
| ૮૬. | ગાંધીવિચાર–સમીક્ષા | ૨–૫૦ |
| ■૮૭. | ઇતિહાસનું ભેદી પાનું | ૨–૦૦ |
| ૮૮. | અપૂર્વ સ્વાધ્યાય | ૧૦–૦૦ |
| ૮૯. | મહામારિ | ૨–૦૦ |
| ૯૦. | જૈન ધર્મના મર્મો | ૪–૦૦ |
| ૯૧. | વિરાગ વેલડી | ૬–૦૦ |
| ■૯૨. | અષ્ટાહ્નિકા પ્રવચનો [પ્રતાકારે] | ૧૦–૦૦ |
| ■૯૩. | કલ્પસૂત્ર પ્રવચનો [પ્રતાકારે] | ૧૪–૦૦ |
| ૯૪. | મુક્તિદૂત માસિક ફાઈલ વર્ષ–૭ | ૫–૦૦ |
| ૯૫. | ટચૂકડી કથાઓ | ૪–૦૦ |
| ૯૬. | સ્વરક્ષાથી સર્વરક્ષા | ૩–૦૦ |

■ આ નિશાનવાળાં પુસ્તકો અપ્રાપ્ય છે.

- એક સાથે એક જાતનાં સો રૂપિયાનાં પુસ્તકો ખરીદનાર કોઈ પણ વ્યક્તિને ૨૫ ટકા કમિશન માંગશે તો આપવામાં આવશે.
- રૂ. ૫૦૧નું દાન કરીને ભાવી તમામ પુસ્તકો ઘેર બેઠાં ભેટ મેળવો.

મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજીની કોમળ અને કઠોર કલમે
કંડારાતું માસિક

# મુક્તિદૂત

: સંપાદક :

હસમુખ સી. શાહ

લવાજમ

વાર્ષિક રૂા. ૫-૦૦ : ત્રિવાર્ષિક રૂા. ૧૫-૦૦

મુક્તિદૂતનું વર્ષ જુલાઈથી શરૂ થાય છે.
ચાલુ વર્ષમાં થતા ગ્રાહકોને જૂના અંકો સ્ટોકમાં હશે તે અપાશે.

રૂ. ૧૦૦ ભરીને આજીવન સભ્ય બનો.
કાયમ માટે માસિક ભેટ મળશે.

: લવાજમ ભરવાનું સ્થળ :

" કમલ પ્રકાશન ટ્રસ્ટ "

૫૦૮૨/૩, બીજે માળે, યાજ્ઞિક ઇન્સ્ટીટયૂટ સામે, રતનપોળના નાકે.
ગાંધીરોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧ Phone 30081

હજારો બંધુઓને કાયમ માટે કશાય લવાજમ વિના મોકલાતા

## મુક્તિદૂતને આપો સહકાર

આપ સહુના ઔદાર્યભર્યા સહકાર ઉપર જ આ માસિક હરણફાળે આગેકૂચ કરી રહ્યું છે. કમલ પ્રકાશન એ પબ્લિક ટ્રસ્ટ છે. " કમલ પ્રકાશન ટ્રસ્ટ "ના નામનો ચેક કે ડ્રાફ્ટ-આજે જ કાર્યાલય ઉપર મોકલીને આપનો અમૂલ્ય સહકાર આપો.

આપના કોઈ પણ પ્રસંગમાં મુક્તિદૂતને ભૂલશો નહિ